

# શ્રી સુખસાગર પરમાનંદ-ભજનમાળા.

તથા

# ઇશ્વર પ્રાર્થના.



નવનીત

શ્રીસદ્‌ગુરુવેનમઃ ।



શ્રી ગોપાલ કૃષ્ણ રાધેકૃષ્ણ નમઃ ।

# શ્રી સુખસાગર પરમાનંદ-ભજનમાળા

તથા

# ઈશ્વર સાથે વાતો કરવાની રીત.

वसुदेव सुतं देवं, कंस चाणूर मर्दनम् ।
देवकी परमानंदं, कृष्णं वंदे जगद्गुरुम् ॥
मुकं करोति वाचालं, पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे, परमानंद माधवम् ॥
नाहं वसामि वैकुंठे योगिनां हृदये न च ।
मद्भक्ता यत्र गायन्ति, तत्र तिष्ठामि नारद ॥

રંગ લગાડી ભક્તીનો, પીજો અમૃત રસ;
ભૂલી આ સંસારને, રહેજો પ્રભુમાં મસ્ત.
અંતર બાહિર દેખજો, પ્રભુનું શુક્ષ્મ સ્વરૂપ;
અખંડ આનંદ ઉંરવહે, રોમ રોમ સુખરૂપ.

આવૃતિ પહેલી. ] પ્રકાશકઃ-નવનીતલાલ વી. દલાલ. [ પ્રત ૧૦૦૦.

કીંમત અમૂલ્ય પ્રેમ “ એક લક્ષ ”

# પ્રસ્તાવના.

અહો વહાલા આત્માઓ તમો પ્રસ્તાવના વાંચસો તો પાછળ પસ્તાવું નહી પડે. માટે શાન્ત ચીત્તે વિચાર કરશો તો માલમ પડશે કે જે મનુષ્ય દેહ પ્રાપ્ત કરી, આ ભરત ખંડની પુણ્ય ભુમીમાં અનેક ઋષિઓ મુનીઓ, મહાત્માઓ યોગીઓ અને સાધુસંત ભક્તો થઈ ગયા છે. જેઓના અત્યંત પવિત્ર ચરિત્ર જન સમાજ આગળ મોજુદ છે. જેઓએ પોતાની આખી જીંદગાની ભગવત અર્પણ કરી હતી ને જીવન મુક્ત થઈ ગયા હતા. મનુષ્ય દેહમાંજ સાધન સંપન્ન થઈ પરમાત્માનો સાક્ષાત્કાર થઈ શકે છે. એટલુંજ નહી પણ મનુષ્ય દેહ એ મહા દુર્લભ છે, જેને સ્વર્ગના દેવતાઓ અને નારકી જીવો ઇચ્છે છે. વળી દેવતાઓ પણ પ્રભુને પ્રાર્થના કરે છે કે હે પ્રભુ અમને અનંત કલ્પ સુધી સ્વર્ગના સુખ ભોગવવા નથી. જેથી તમારી વિસ્મૃતિ થાય માટે હમને કૃપા કરી મનુષ્યનો દેહ આપો કે જે ક્ષણ ભંગુર છે તો પણ તેમાં મનુષ્ય જો ચહાય તો મોક્ષ સંપાદન કરી શકે છે. માટે જે દેવો ઈચ્છી રહ્યા છે, તે મનુષ્યનો દેહ આપણ સર્વેને મળ્યો છે. માટે દરેક સુજ્ઞ મનુષ્યે મોક્ષ

પ્રાપ્તીનો ઉપાય સત્વર કરવો જોઇએ, અને પરબ્રહ્મ પરમાત્માનું સત્ય સ્વરૂપ ઓળખીને, પરમાનંદ પ્રાપ્ત કરી, મોક્ષ સુખનો આ જીવનમાંજ અનુભવ કરીને જીવન સફળ કરી, જન્મ મરણના મહા દુઃખોમાંથી છુટી, પરમ પદની પ્રાપ્તી કરી લેવી જોઇએ. એમ દરેક શાસ્ત્રો, વેદ પુરાણ, ઉપનીષદ, શ્રુતીસ્મૃતિ અને સંતો મહાત્માઓનું કહેવું છે. માટે આ અઘોર કલીયુગને વીષે ભગવત નામ સ્મરણ એજ કેવલ સાધન છે. માટે સતસંગ દ્વારા પરમ કૃપાળુ સચ્ચીદાનંદ પરમાત્માની અખંડ અને અનન્ય ભકિત કરી, અંતઃકરણ શુદ્ધ કરી, પરબ્રહ્મ સ્વરૂપ ઓળખી માયાનુ આવરણ દુર કરી, આ અજ્ઞાની જીવ કે જે અનંત દુઃખોને ત્રીવીધી તાપોથી ઘેરાયેલો છે, તેને અહંતા મમતા રૂપી બેડીથી છુટો કરી, આત્મ સ્વરૂપ પ્રાપ્ત કરાવી, અચલ સુખને પરમ શાંતીનો લાભ આપવો. એ વાસ્તે આ પરમાનંદ સુખસાગર ભજનમાળાની ચોપડી છપાવવામાં આવી છે. જેમાં ઘણાજ રસીક અને સુંદર પદો જુદા જુદા મહાત્માઓના જ્ઞાન, ભકિત અને વૈરાગ્યથી ભરપુર છે જે વાંચવાથી અનુભવ થશે. માટે દરેક હરીજનોને હમારી એ વિનંતી છે કે એક વાર વાંચી અનુભવ કરશો ને પોતાના સગા વહાલા

દોસ્ત ભાઈબંધને તેનો અનુભવ કરાવી સતસંગનો પરમ લાભ આપી હરી રસ અમૃત પાન કરાવી પોતે મુક્ત થવું ને બીજાને પણ જીવન મુકિતના સુખનો અનુભવ કરાવવો એજ આ મનુષ્ય દેહનું પરમ ધ્યેય છે માટે પ્રભુ પાસે હમારી એ પ્રાર્થના છે કે:—હે પરમ કૃપાળુ સચ્ચીદાનંદ પરમાત્મા હમો સૌ જીવોને સદ બુદ્ધિ આપો કે જેથી, અમો સૌ તમારૂં પરમ કલ્યાણ, ને મહા મંગળકારી તથા અક્ષય સુખદાયક, પતીત પાવન નામનું સ્મરણ કરીએ ને આ અગાધ ગંભીર અને ઉંડાસંસાર સાગરને તરી જઇએ.

હરે રામ, હરે રામ, રામ રામ, હરે હરે,
હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ, હરે હરે.

ૐ

શાન્તી ! શાન્તી !! શાન્તી !!!

કાર્તિક શુદી એકાદશી
સંવત ૧૯૮૬.
તા. ૧૩–૧૧–૨૯.

લી૦ સેવક,
**"નવનીતના" જય શ્રીકૃષ્ણ.**

# અનુક્રમણીકા.



શાંતાકારં ભુજગ શયનં પદ્મનાભં સુરેશમ્
વિશ્વાધારં ગગન સદૃશં મેઘ વર્ણં શુભાંગમ્
લક્ષ્મીકાંતં કમલ નયનં યોગિભિર્ધ્યાનગમ્યમ્
વંદે વિષ્ણું ભવભય હરં સર્વ લોકૈક નાથમ્



# શુદ્ધિપત્ર.

| પદ નંબર. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૫ | કરને | કરેને |
| ૧૬ | ૬ | સખીએ | શકીએ |
| ૨૨ | ૧૦ | કહુંુ | કહ્યું |
| ૨૩ | ૧ | કાણુ | કામણુ |
| ૨૬ | ૧૩ | ાવવાદ | વિવાદ |
| ૫૫ | ૨ | અશા | આશા |
| ૭૭ | ૭ | કોતુક | કૌતુક |
| ૮૨ | ૨ | ભરાઈ | ગવાઈ |
| ૧૦૭ | ૭ | શોધીએ | સાંધીએ |
| ૧૩૭ | ૬ | ઉડાળીએરે | ઉડાડીએરે |
| ૧૬૭ | ૮ | રહ્યાં | રચ્યો |
| ૨૩૫ | ૧ | હરી | રહી |
| ૨૫૪ | ૮ | દીનતા | દીનના |
| ૩૫૨ | ૧ | કેણુાંસી | કોણુાસી |
| ૩૮૬ | ૫ | હુમ્ણે | મ્હણે |

ૐ

નારાયણ: નારાયણ: નારાયણ:

હે
પ્રભુ !
તમે એક
છો, અખંડ છો,
અનંત છો, વ્યાપક છો,
નિર્વિકાર છો, સર્વાધાર છો,
સકળ વિશ્વના સ્વામી છો, અને
સર્વ શક્તિમાન છો, તમે સર્વ ગુણોના
નિધિ છો, તમે દયાના સાગર છો, અને તમે
અધમ ઉદ્ધારણ છો, તમારો મહિમા અગાધ
છે, તમારૂં ડહાપણ અપાર છે. તમે રાજાઓના રાજા
તથા દેવોના પણ દેવ છો, અને તમારી અકળ ગતિનો
કોઇ પાર પામી શકતું નથી. હે મહા મંગળકારી
અખંડ સત્ચિદાનંદ, પરમ કૃપાળુ પવિત્ર પિતા
મહાન ઈશ્વર ! તમારા એવા ગુણો ને
મ્હોટાઇમાં મ્હારૂં મન લય કરવા
માટે અને તમારી સત્યસેવા
કરવાને ખાતર શુદ્ધ અંત:
કરણ ના પ્રેમથી માન
પૂર્વક હજારો હજાર
વાર દંડવત
પ્રણામ કરૂં
છું.

રામ રામ રામ રામ રામ રામ રામ.

# શ્રીસુખસાગર પરમાનંદ્-ભજનમાળા.

## તથા

## શ્રીભગવાનની સાથે એકાગ્ર મનથી વાતો કરવાની રીતી

પ્રકાશકઃ—**શ્રીકૃષ્ણ ભજનાશ્રમ તરફથી** ( નવનીત )

ઠેકાણું'--સી. પી. ટેન્ક **કોરોનેશન** ( શ્રીનીવાસ ) બીલ્ડીંગ, મુંબઈ ૪.

અસિત ગિરિસમસ્યાત્ કજ્જલં સીંધુ પાત્રે,
સુર તરૂવર શાખા લેખીની પત્ર મુર્વી;
લિખતી યદી ગૃહીત્વા શારદા સર્વકાલમ્,
તદપિ તવ ગુણાના મીશ પારં ન યાતિ.

હે અખીલ જગતના નાથ, શાન્તીદાતા, પરમકૃપાળુ સતચિદાનંદ પરમાત્માઃ-નિલગિરી પર્વત જેટલી શાહી હોય, મહાસાગર જેવડો ખડીઓ હોય, સર્વે દેવતાઈ ઝાડોની કલમ બનાવી હોય, પૃથ્વીના પડ જેવડો કાગળ બનાવ્યો હોય, અને સર્વથી સરસમાં સરસ લખવાવાળાં શારદા દેવી સદાસર્વદા લખ્યા કરે તો પણ હે નારાયણ તારા ગુણનો પાર આવે તેમ નથી.

**લોમશરૂષીઃ**—નમામી નારાયણ પાદ પંકજમ્, કરોમી નારાયણ પૂજનમ્ સદા, વદામી નારાયણ નામ નિર્મલમ્, સ્મરામી નારાયણ તત્વમવ્યયંમ્

ધૂનઃ શ્રીનારાયણ જયનારાયણ
જયજય નારાયણ.

# ઈશ્વર પ્રાર્થના.

અથવા

## શ્રીભગવાન સાથે વાતો કરવાની રીતિ.

હે પરમ પવિત્ર પરમાત્મા પરમ કૃપાળુ પરમેશ્વર ! હું આ સંસારના મોહ પાસમાં પડેલો છું. તેમાંથી મુક્ત કરનાર તું સમર્થ છે. મારે સાચો આશ્રય માત્ર તારો છે, તું મારૂં રક્ષણ કરનાર ભયથી બચાવનાર છે, એમને મોટો આધાર આશા તથા વિશ્રામ છે. કુટિલતા ક્રુરતાથી ભરેલો અને પાપિષ્ઠ છું તે તારા વિના કોને શરણ જાઉં? તારી દયાની છાયા વિના હું કયાં જઇને વિશ્રામ પામું? હે દયાસીંધુ પ્રભુ ! હું તારો છું, તારી આગલ મારા મનના બધા ઉભરા કહાડીને અભિવંદન પૂર્વક પ્રાર્થના કરૂં છું કે મારાં પાપકર્મોને બાળી નાંખી મારૂં મન પવિત્ર કર. સઘળી દુર્વાસના, સઘળા પાપ સંકલ્પો તથા સઘળા દુર્વિકારો મારા મનમાંથી જડમૂલથી કાઢી નાખ હે કારૂણ્ય મુર્તિ પ્રભુ? હું મારા મનમાં વિચાર કરૂં છું. તો તારી સાથે મારે ગંભિર, પવિત્ર અને દીર્ઘ સંબંધ કેટલો બધો છે, અને તે સંબંધ ભુલી જઇને મેં કેટલાં બધાં દુષ્ટ અને ઘોર કર્મ કર્યાં છે, મારો અધર્મ, અનાચાર કેટલો

છે ? જો તારો દયાલ સ્વભાવ ન હોત તો હું કદી પણ ક્ષમાને પાત્ર થાત નહી. તારી શુભ પ્રેરણા પાળવાને બંધાયેલો છતાં ઘણી વેળા તે ઉલંઘી છે; તારા ઉપકારો ભુલી જઇને કૃતઘ્ની થયો છું; તે મને સારે માર્ગે જવાની તથા ભયથી બચવાની સૂચના આપ્યા છતાં તેના ઉપર મેં લક્ષ આપ્યો નથી. તારી મારા ઉપર પ્રીતિ છતાં મેં તારા ઉપર પ્રીતિભાવ રાખ્યો નથી; મારી પ્રીતિ સંસારના ક્ષણિક સુખો સાથે અમર્યાદ વળગી રહી છે; આ બધો વિચાર કરૂં છું તો તારા આગળ હું એક શબ્દ પણ ઉચ્ચાર કરવાને યોગ્ય નથી. મારાં દુરિત કર્મથી લજ્જા પામી ધ્રુજતો ધ્રુજતો તારી પાસે ઉભો રહ્યો છું; અપરાધી છું; તું મારૂં રક્ષણ કર. મારો ઉદ્ધાર કર. હું પાપ કર્મનો ખરેખરો પશ્ચાતાપ કરીને ક્ષમા માગુ છું. તે કૃપા કરી મારી આ પ્રાર્થના સ્વીકારીને મને સદ્વિચાર તથા સુમતિ આપ, અપવિત્ર વિચારથી મને વેગળો રાખ; ખોટા સંગથી મને છોડાવ; ધાર્મિકપણાના ખોટા ઢોંગ તથા દંભથી મને દુર રાખ, મિથ્યાભિમાન કામ ક્રોધ લોભ તથા પ્રપંચથી મુક્ત કર. જે ક્રીયાથી તારા ઉપરની મારી પ્રીતિ ઘટે એવી ક્રીયાથી મારૂં મન નિવૃત કર. મારામાં જે ભુલ્ર ખોડ હોય તે કહાડી નાખી નીતી તથા સદાચારમાં મારૂં મન પ્રવૃત થાય એવી યોજના કર; મારા મનમાં ખોટી વાસના તથા ખોટા સંકલ્પ ઉત્પન્ન થાય તે વેળા

તારૂં સ્મરણ કરીને તે વિચારોને મનમાંથી કહાડી નાખવાની મને શક્તિ આપ; અધ્યાત્મિક સુખ મેળવાનો હું યત્ન કરૂં કરૂં તેમાં તું સહાય રહે. હે પરાત્પર ભગવાન ! કાયા, વાણી, મન, ઇંદ્રિય, બુદ્ધિવડે; આત્મવડે તથા પ્રકૃતિના સ્વભાવવડે જે જે કર્મ કરૂં છું તે હે પરમેશ્વર હું તને અર્પણ કરૂં છું, દયાળુ પિતા ! સર્વ રીતે હું તારો છું; તું મારૂં સર્વ કાળ રક્ષણ કર. તું મારો માતાપિતા છે, તું મારો બંધુ તથા તું મારો મીત્ર છે, મારી વિદ્યા તથા દ્રવ્ય તું છે; હે દેવ ! તું મારૂં સર્વસ્વ છે. હું અહર્નિશ સહસ્રાવધિ અપરાધ કરૂં છું; મને તારો દાસ જાણીને હે પરમેશ્વર ? મારા અપરાધ ક્ષમા કર. હે ભગવાન આ જીવલોક તમારી માયાવડે મોહિત થયો છે, તેથી "હું અને આ મારૂં" એવો મિથ્યા મમત્વ કરીને કર્મના માર્ગમાં ભટકયા કરે છે. તેમાંથી મુકત કરનાર આપજ છો. હે વ્યાપક ભગવાન ? હું મુર્ખ, આ દેહ પુત્ર ઘર સ્રીધન અને સ્વજન વિગેરે સ્વપ્ન સરખા મીથ્યા પદાર્થોને સાચા માનીને સંસારમાં ભટકયા કરૂં છું, અનિત્ય એવા કર્મના ફળને નિત્ય માનનાર, અનાત્મા દેહને આત્મા માનનાર, દુઃખરૂપ ઘરબાર વગેરેમાં આશક્તિ રાખી સુખરૂપ માનનાર, સુખ દુઃખમાંજ રમનાર અને અજ્ઞાનથી ભરેલો હું પ્રેમના ધામરૂપ અને આત્મારૂપ આપને જાણતો નથી. મુર્ખ મનુષ્ય જેમ ખડ વગેરેથી ઢંકાયલા

ખરા પાણીનો ત્યાગ કરીને ઝાંઝવાના પાણી તરફ દોડે છે, તેમજ હું પણ આપને છોડીને દેહાદિક મિથ્યા વસ્તુ તરફ દોડું છું. કામ તથા કર્મથી પરાજય પામેલાં મારા મનને બળવાન ઇંદ્રિયો વિષયો તરફ ઘસડી જાય છે. તે મનને કૃપણ બુદ્ધિવાળો હું રોકી શકતો નથી તે હું હે ઈશ્વર દુરાત્માઓને દુર્લભ એવા તમારા ચરણમાં શરણે આવ્યો છું. અને તે પણ તમારો અનુગ્રહ છે એમ હું માનું છું. હે પુર્ણ પુરૂષોત્તમ પ્રભુ, પુરૂષનો જ્યારે સંસારમાંથી છુટકો થવાનો હોય ત્યારેજ સત્પુરૂષોની સેવાથી તમારી ભક્તિ કરવાની મતી થાય છે, માટે હે નાથ મને અખંડ સુમતિ આપો ને તમારા પાદારવિંદની ભક્તિ તથા પ્રેમ આપો જેથી હું નિત્ય આપના આનંદ સ્વરૂપમાં નિમગ્ન રહીને મારી જીંદગીના બાકી રહેલા દહાડા પુરા કરીને દેહ છુટવા ટાણે તમારા ચરણ કમલમાં મળી જાઉં એવી કૃપા કરજો.

હે જગતના ધણી ! આ જગતમાં પ્રેમ કરવા લાયક તું એકજ છે, માટે અમે સૌ તારા સાચા ભગત થઈ રહીએ એવું કર.

ઘણાંએ ન કરવાના કામો અમોએ કર્યાં છે. અને કરવાં જોઇએ તે કામો અમોએ કર્યાં નથી પ્રભુ! અમે એવા અધમ જીવો છીયે.

પ્રભુ! અમને એક ખરો આશરો તમારાજ શરણનો છે.

પ્રભુ! અમારા અપરાધો અમારા માથાનાં મોવાળાં કરતાં પણ ઘણા છે, તે તમારા વિના બીજો કોઈ પણ માફ કરી શકે તેમ નથી. માટે હે દીન દયાળુ! અને લોકોના રક્ષક પ્રભુ! અમો શરણાગત જીવોનાં પાપો ક્ષમા કરો.

હે હરિ! અમે તમારા માર્ગથી દૂર ન જઇએ એવી અમોને બુદ્ધિ આપો.

પ્રભુ! તમો જે દયાના સમુદ્ર છો તે વિના અમને બિજું કોણ નીભાવી શકે તેમ છે? અમે પાપમાંજ જન્મ્યા છીએ, પાપમાંજ ઉછરેલા છીએ, પાપોજ કરતાં આવ્યા છીએ, અને હજી પણ અમારી પાપી બુદ્ધિ પાપમાંથી પાછી હઠી નથી; માટે હે અધમના ઉદ્ધાર કરનાર પાપમોચન પ્રભુ! અમો પાપીઓને સદ્‌બુદ્ધિ આપો.

પ્રભુ! અમારી ઉપર તારી દયાનો પણ પાર નથી, અને તારી સામે થઇને અમે જે પાપો કર્યાં છે તેનો પણ કાંઈ પાર નથી.

હે દેવ! અમને તારા વિના બીજા કોઈનું પણ બળ નથી.

પ્રભુ! અમો પાપી જીવોના ઈનસાફ કરવા બેસશો તો અમારો આરો આવે તેમ નથી, માટે હે દીનાનાથ! અમો દીન જનો ઉપર તો દયા, દયાને દયાજ કરો.

પ્રભુ! જે તમારા ગુણગાન કરતા નથી તે મોટી ભૂલ કરે છે, માટે હે મારા નાથ! અમે એવી ભૂલ ન કરીયે એવું કર.

પ્રભુ! તમને જાણ્યા વિના જે જીવે છે તે મુવા જેવાંજ છે.

હે નાથ! અમોને એવું જ્ઞાન આપો કે તમારી સત્ય વસ્તુની શોધમાંજ અમે હમેશાં મંડ્યા રહીયે.

પ્રભુ! અમારૂં અંતઃકરણ શુદ્ધ કરીને તેમાં તારા ચરણનો પ્રેમ આપ.

હરિ! આ માયાવાદી બોલકણા જીવો તારો સુખદાયી માર્ગ મૂકીને અવળે માર્ગે ચડ્યા છીયે તેને નીતિના નિયમોમાં લાવો.

પ્રભુ! અમો માયિક પ્રપંચમાં મચેલા જીવનો હવે તું માલીક થા. અમો ઉપર એવી કૃપા કર કે અમે તારા વિના બીજા કોઈ ઉપર પ્રેમ ન કરીયે.

હે પ્રભુ! અમારો જીવ જેટલો આ જગતની જંજાળોમાં રોકાઈ ગયો છે તેટલો તમારી સેવા અને તમારા ગુણગાનોમાં રોકાઈ જાય એવો દહાડો તે કયારે આવશે?

પ્રભુ! હવે મને તમારો દાસ કરી લો કે જેથી હું મારા બાકીના દહાડા તમારી સેવાના અને સ્મર્ણના સુખમાં કાઢી શકું.

હે હરિ! અમો ખોટે રસ્તે રખડતા જીવોને તમારા પવિત્ર માર્ગમાં લાવો.

પ્રભુ! અમને તમારૂં ખરૂં દર્શન આપો કે જેથી અમે તમારી સાથે એકત્ર થઈ જોડાઈ જઈને રહીયે. અમારૂં ચોમેર ભટકતું મન તમારા ચરણ તરફ ખેંચવાની કૃપા કરો.

અમો અજ્ઞાનરૂપી નિદ્રામાં સૂતેલા જીવોને હવે તમારા માર્ગમાં લેવાની કૃપા કરો. પ્રભુ! અમો પારકા દુર્ગુણોની કથણી કરવામાં બહુ દહાડા ગુમાવ્યા છે; પણ એ દોષમાંથી છુટી અમે અમારા પોતાના દોષ તરફ જોતાં શીખીએ એમ કરો.

પ્રભુ! જો તમે અમને ગરીબને તજી દેશો તો અમારી ગતિ થઈ શકવાની નથી.

અમારા અંતરમાં તારો પ્રેમ આપ, તારો પ્રેમ આપ. અમો ઉપર એવી કૃપા કર કે અમો તારા વિના કોઈ બીજા ઉપર પ્રેમ ન કરીયે

હે વૈષ્ણવોના વહાલા! તું અમને તારામાં અધિક અધિક વહાલપ આપ.

પ્રભુ! અમે તારા દાસ થવાને લાયક થઇએ એવા ગુણ અમો સૌનેઆપ અમે સૌ તને, તન, મન, ધનથી અર્પણ થઇને રહીયે એવી અમોને બુદ્ધિ આપ.

પ્રભુ! હવે અમારૂં ચિત્ત તમારામાં લય થઈ જાય એમ કરો.

સર્વત્ર જેની દૃષ્ટિ છે એવા હે પ્રભુ! આપ સદાય અમારી સાથે છો એવું જાણીને પાપ કર્મ ન કરીયે એવી અમોને બુદ્ધિ આપો.

પ્રભુ! અમને તમારા કરી લો અને તમે અમારા થઈ જાઓ એટલુંજ અમે માગીએ છીએ.

તું તારા સેવકના સુખનો એક મોટો સમુદ્ર છે, માટે હે પરમાનંદ પ્રભુ! અમે સદા સર્વદા તારા આનંદમાં ડુબેલા રહીયે એવું કર.

કૃપા કર—પ્રભુ, કૃપા કર, અમે સૌ તારા દાસના પણ દાસ છીએ તેની ઉપર કૃપા કર, પ્રભુ! તમે કૃપાળુ છો, અને અમે સૌ તમારા આશ્રયગતિ જીવ છીએ. તમારા વિના બીજો કોઈ પણ અમારો સમર્થ બેલી નથી. પ્રભુ, અમે તો તારે બળે બળીયા છીએ.

પ્રભુ! તમે જેના સહાયક છો તેનો કોઈ પણ વાંકો વાળ કરી શકે તેમ નથી. અમે દરરોજ તમને ગમે એવાં કાંઈક રૂડાં કામો કરીએ એવું કર.

પ્રભુ ! મારી સઘળી શોભા તમારે વડેજ છે. હે ઇશ્વર ! મારૂં ભલું જેવું આપ જાણો છો તેવું હું જાણતો નથી. માટે હે દીન જનપાલક ! શરણાગતની લજ્જા આપને હાથ છે.

રાતના સૂતી વખતે તુંજ અમારી સંભાળ લેછે, અને સવારના તુંજ અમને સાજા તાજા ઉઠાડે છે.

તમારી ઈચ્છાથી અમે ઉત્પન્ન થયા છીએ માટે અમારા ખરા પિતા તમેજ છો, અને આજ દિવસ સુધી તમોએ અમોને નીભાવ્યા છે માટે અમારા પાલનકર્તા પણ તમેજ છો.

પ્રભુ! તમે અમારી અગાઉ આ જગત નહોતું ત્યારે પણ હતા, હાલ પણ છો અને હવે પછી પણ રહેશો.

હે હરિ! હું કાંઈ પણ સાથે લાવ્યો નથી, અને કાંઇ પણ સાથે લઈ જવાનો નથી, તેમ હું તમારી કૃપા શિવાય કાંઇ પણ કરી શકું તેમ નથી.

વિશ્વંભર પ્રભુ! આ જગતને તમેજ નીભાવી રહ્યા છો. આ જગતમાં જે જે કાંઈ સુંદરતા દેખાય છે તે બધી તારીજ કૃતિ છે.

ધન્ય છે તારી કૃતિને અને પ્રભુ બલિહારી છે તારા નામની.

પ્રભુ ! તારૂં મંગળ નામ ગણાંક જન્મનાં પાપોને બાળીને ભસ્મ કરી નાંખે તેવું છે; માટે અમે સદાય તારા નામનો જપ કરતાં રહીએ એવું કર.

હે દેવોના દેવ! આ જમીન ઉપર ને ઉપરના આસમાનમાં તમારાથી બીજો કોઈ પણ મોટો નથી; તમે સર્વ રાજાઓની માથે રહેલા મહારાજા છો તેથી સૌ તમને નમે છે.

પ્રભુ! અમો નિરાધારના તમો આધાર છો, નિર્બળનું તમે બળ છો અને અમો અનાથના તમે નાથ છો.

પ્રભુ! તમે પોતે સુખસ્વરૂપ છો અને જે જે સેવક તમારી પાસે આવે છે તેને સદાય સુખી કરો છો.

તમારા સ્વરૂપની સુંદરતા ને આનંદ એ કોઈ પણ પ્રાણીથી કે દેવોથી પણ વર્ણવી શકાય તેમ નથી.

હે ઇશ્વર! જીવથી કદી સમુદ્ર કિનારાના રેતીના કણ ગણ્યા જાય, પણ તારા ઉપકારો ને તારા ગુણો ગણ્યા જાય તેમ નથી.

આ જગતમાં અને પરલોકમાં અમારો એક સાચો સગો તુંજ છે, તારા વિના બીજો કોઈ નથી, કોઇજ નથી.

પ્રભુ! તું અમારા જીવનનું પણ જીવન થઈ જા કે જેથી અમે તારા ગુણગાનમાંજ અમારૂં જીવન ગાળીયે.

## દોહરા.

ધન જોબન ઓર રાજમદ અવિચળ રહ્યા ન કોય,
જો દીન ગયો સંતસંગમેં જીવનકા ફલ સોય. (૧)

દેહ ધરેકા એહી ફલ દે દે દે કછું દે,
દેહ ખેહ હો જાયગી ફીર કોન કહેગા દે. (૨)

લેનેકું હરનામ હે, દેનેકુ અન્નદાન,
તરનેકું આધિનતા ઓર ડુબનેકું અભિમાન. (૩)

## ચોપાઇ.

બડે ભાગ્ય માનુષ તનું પાવા સુર દુર્લભ સદ ગ્રંથ ન ગાવા,
સાધન ધામ મોક્ષકર દ્વારા, પાઈન જે પરલોક સંવારા. (૪)

## દોહરા.

સો પરંતુ દુઃખ પાવહી સિરધુની ધુનિ પછિતાય,
કાલહી કર્મહી ઈશ્વરહી, મિથ્યા દોષ લગાય. (૫)

જો ન તરે ભવસાગહી, નરસમાજ અસપાઈ,
તો કૃત નિંદક મંદમતિ આતમહન ગતિ જાઈ. (૬)

આપો ! કાંઈપણ આપો ? કુવા વાવ કે પરબ ન કરી શકો તો તરસ્યાને એક લોટો પાણી તો પાઈ શકો ? દાનશાળા

ન બંધાવી શકો તો અશકત જીવને રોટલાનો ટુકડો તો આપી શકોજ? ધર્મશાળા ન બંધાવી શકો તો ટાઢથી ધ્રુજતા વરસાદથી ભીંજાતા દેશબંધુને સુવા કે બેસવા તમારો ઓટલો તો આપી શકો અરે? આ લાલી તન બદન પર ચમક કયાં સુધી રહેશે? આ જરજુવાની અને જીંદગાની કયાં સુધી રહેશે? માટે પ્રભુનું ભજન કરો પ્રાર્થના કરો ને પરમાર્થ કરો.

**રામ રામ રામ રામ રામ રામ રામ**

ૐ શાંતિ. શાંતિ. શાંતિ.

---

## શ્રીભગવાને ઉદ્ધવજીને કહેલો ભક્તિયોગ વિષે.

શ્રીભગવાન કહે છે—જેને મારી કથા ઉપર શ્રદ્ધા થયેલી હોય, જેને સર્વ કર્મો ઉપર ખેદ આવ્યો હોય અને કર્મો દુઃખદાયી છે, આમ જાણ્યા છતાં પણ તેનો ત્યાગ કરવાને સમર્થ ન હોય તેણે શ્રદ્ધાળુ થવું, પરમાત્માની ભક્તિથી જ સર્વ સિદ્ધ થશે આવો દૃઢ નિશ્ચય કરવો, પરિણામે દુઃખદાયી એવા સર્વ વિષયોને ભોગવવા, પરતુ તેની નિંદા કરવી અને પ્રસન્ન થઇને મારી ભક્તિ કરવી. મેં કહેલાં ભક્તિયોગથી નિરંતર મારૂં ભજન કરનારા મુનિના તથા ભક્તના હૃદયમાં હું વાસ કરૂં છું, તેથી તેના હૃદયની સર્વે કામનાઓ નાશ પામે છે. સર્વનો આત્મારૂપ જે હું તેનાં દર્શન થયા પછી પુરૂષના હૃદયમાં રહેલી અહંકારરૂપી ગાંઠ તૂટી જાય છે, તેના સર્વ સંશયો કપાઈ જાય છે અને તેનાં સર્વ કર્મો નાશ પામે છે. માટે મારી ભક્તિવાળા તથા મારે વિષે જેનું ચિત્ત છે એવા યોગીને આ લોકમાં જ્ઞાન પણ ઘણું કરીને કલ્યાણનું સાધન નથી, માત્ર ભક્તિજ કલ્યાણનું સાધન છે. જે વસ્તુ કર્મથી મળે છે, જે વસ્તુ તપથી મળે છે, જે વસ્તુ જ્ઞાનથી તથા વૈરાગ્યથી મળે છે, જે વસ્તુ યોગથી, દાનધર્મથી તથા બીજાં કલ્યાણકારક સાધનોથી મળે છે તે સર્વ

વસ્તુઓ મારો ભકત કદાચ જો ઈચ્છા કરે છે, તો મારી ભકિતથી વિનાપરિશ્રમે સ્વર્ગ, મોક્ષ તથા મારાં ધામને પણ મેળવે છે, પરંતુ મારા ભકતો ઇચ્છા રાખતા નથી, તેઓ તો માત્ર ભકિતની જ ઈચ્છા કરે છે. મારા ધીર અને એક નિશ્ઠાવાળા ઉત્તમ ભકતજનો, મેં જન્મમરણરહિત મોક્ષ આપ્યા છતાં પણ, તેઓ તેની પણ ઇચ્છા કરતા નથી. કોઈ પણ વસ્તુની ઇચ્છા ન રાખવી, તેજ ઉત્તમોત્તમ તથા ફળ આપનારૂં કહેવાય છે, એટલા માટે યાચના કરનારા અને પ્રાર્થના કરાવનારાં કારણોથી રહિત નિષ્કામ પુરૂષને મારી ભકિત પ્રાપ્ત થાય છે. મારા નિર્મિત્ત ભકત, સમચિત્તવાળા તથા બુદ્ધિથી પર એવા ઇશ્વરને પામેલા મહાત્મા પુરૂષોને, વેદોકત કર્મ કરવાથી પુણ્ય થતું નથી. અને નિષિદ્ધ કરેલાં કર્મો કરવાથી પાપ લાગતું નથી. જેઓ ઉપર પ્રમાણે મેં ઉપદેશ કરેલા ત્રણ ઉપાયો કરે છે, તેઓ કાળ તથા માયાદિકથી અબાધિત એવા મારા લોકને પામે છે અને પરબ્રહ્મને જાણે છે. જન્માન્તર સહસ્ત્રેણ, તપો ધ્યાન સમાધિભીઃ નરાણામ્ ક્ષીણપાપાનામ્ કૃષ્ણે ભકિતઃ પ્રજાયતે.

———:o:———



॥ तत् सत् परमात्मने नमः ॥

# શ્રીસુખસાગર પરમાનંદ્-ભજનમાળા.

શ્રીકૃષ્ણ શરણં મમ. ગોપાલકૃષ્ણ રાધેકૃષ્ણ.

શ્રીસદ્‌ગુરૂ દેવકી જય.

( ઈશ્વર પ્રાર્થના )

પ્રથમ નમુ ગુરૂદેવને, જેણે આપ્યું જ્ઞાન
જ્ઞાને ગોવિંદ ઓળખ્યા, ટળ્યુ દેહ અભીમાન
ગુરૂ બ્રહ્મા ગુરૂ વિષ્ણું, ગુરૂ દેવ મહેશ્વર
ગુરૂ સાક્ષાત પરી બ્રહ્મ, તસ્મૈ શ્રીગુરૂવે નમઃ
અખંડ મંગલા કારં, વ્યાપ્તં એન ચરાચરમ્
તત્પદં દર્શિ તેન, યસ્ય શ્રીગુરવે નમઃ

## શ્રી ગણપતિ મહારાજની સ્તુતિ.

પદ ૧.

સીદ્ધી બુદ્ધીના પતિ, સહાય થાઓ ગણપતિ.
આદી અંત એક છો, અખીલ જગ્ત ભુપ છો;
સૌ દેવમાં અધીપતિ, સહાય થાઓ ગણપતિ.
સૌ દેવમાં પ્રથમ પુજાઓ, શુભસમયે સહાય થાઓ;
મંદ છે મારી મતી, સહાય થાઓ ગણપતિ.
અધમને ઓધારનાર, વિઘ્નને સંહારનાર;
અકળ આપની ગતિ, સહાય થાઓ ગણપતિ.
શરણમાં હું રંક બાળ, સ્નેહથી લ્યોને સંભાળ;
જ્ઞાન તો નથી રતિ, સહાય થાઓ ગણપતિ.
જાણુ નહિ છંદ વેદ, કાવ્યને વ્યાકરણ ભેદ.
મૂઢ છે મારી મતિ, સહાય થાઓ ગણપતિ.

૨.

ગજાનંદ સમરીએ હો દાતા નમુ ગરૂવા ગણપતિ (૨)
સુઢાળાને સમરીએ હો દાતા, નમુ ગરૂવા ગણપતિ. ટેક
ગણપતિ નાથ પકડોને હાથ, પ્રસન્ન હોય ઉમાપતિ. (૨)
દેવી દેવતા કરે સેવના, (૨) કૃષ્ણને કમળાપતિ—ગજાનંદ૦
દેખત ડરે નમસ્કાર કરને મહા વિકરાળ મુર્તિ (૨)

ચાર ભુજા તારે ભલે બીરાજે (૨) સુદ્ધ બુદ્ધ દોનો સતી–ગજા૦
બાસુકી નાગ કરે કીલોલ, સુક્ષમણા સુંઢ ઝુલતી (૨)
એકદંત સ્વામી દયાજવંતા (૨) બહોત કરૂં વિનંતી–ગજાનંદ૦
સેવાને પુંજા રાત દીન હોત, સ્વામી ધુપ ધ્યાન આરતી
દસમે દ્વારે ગોરખનાથ બોલ્યા. ઘટ ઘટ મે ગણપતિ—ગજાનંદ૦

૩.

વિઘ્ન હરણ ગવરીકે નંદન (૨) સમરો સદા સુખદાઇરે (૨)
જીસ સુમરનસે પાપ કટત હય, (૨)
નિર્મલ હોય મતી મોરી રે (૨)—વિઘ્ન૦
અવગુણ બહોત ગુણ નહિ એક (૨)
માફ કરો ચુક મોરી રે (૨)—વિઘ્ન૦
નિર્મલ દાસ સંતનકો સેવક (૨) રાખો ચરણમે તોરી રે (૨)–વિ૦

૪.

શાણાઓ કહે છે કે સૃષ્ટીનો સાહેબ સાચાને લેછે સંભાળી. (૨)
ગુપ્ત પરિક્ષા કરે અજાયબ, આખર લેછે ઉગારી. શાણાઓ૦
લાંચે લેવાય ન દામે દબાય, ન, આકીનનો અધીકારી. (૨)
દામ વિના પણ શ્રીદામોદર, દે છે પાર ઉતારી. શાણાઓ૦
સાચે સાચી સતિ સીતા પ્રભુએ, બલતી આગેથી ઉગારી.
દ્રૌપદી કેરાં વસ્ત્ર પૂર્યાંને, વારે ધાયા ગીરધારી. શાણાઓ૦

નરસીંહ મહેતાની હોંસથી હુંડી, સામળીઆએ સ્વીકારી.
પતિ પરાયણ તારામતી જેની, ભીડ નારાયણે ભાંગી. શાણા૦
કંકોતરી વીના શ્રીકીરતારે, પરણાવી ઓખા કુમારી.
છે વિભુજી વંદના, અમને લ્યો, ઉગારી. શાણાઓ૦

૫.

તુજ ગતિ પ્રભુજી સૌથી ન્યારી, ૨ અકળકળાને મોરલીધારી. તુજ
સાખી—અનંત એકજ છો વીભુ, જલસ્થલમાં તુંજવાસ. (૨)
અવિનાસી આ વિશ્વમાં, સઘળે તુંજ પ્રકાસ. (૨)
ગહન ગતિમાં મતી મારી ન પહોંચે. (૨)
મોટા મોટા મુનીઓ જાયહારી. (૨)
સાખી—લોભી લંપટ દુષ્ટને તુ સીક્ષા કરનાર. (૨)
ભકતોની મન વાંચ્છના તું પુરી કરનાર.
ધ્યાન એક ચિત્તે વિભુ, ધરીએ તમારૂં. (૨)
કરો સહાય પરી બ્રહ્મ મુરારી. તુજ૦

૬.

અમને લાગી સ્વરૂપસે તાળી. (૨)
લાગી સ્વરૂપસે તાળી. અમને૦
રહીએ અમે બ્રહ્મમાં માલી. અમને૦
બ્રહ્મ વિના સચરાચરમાં અમે કસુન સકીએ ભાળી. (૨)
દૃષ્ટી ગોચરને અગોચર (૨) બ્રહ્મ વિના નથી ખાલી. અમને૦

અખંડ જીવન કેરી અમમાં લતા રહી હરીઆળી. (૨)
કોટી ઉપાયે કોથી ન તુટે ? (૨) સકે ન કોઈ બાળી. અમને૦
મહા આનંદનો સાગર ઉલટ્યો, સકે ન કોઈ પ્રજાળી. (૨)
મર્યાદીત કરવાને કોઈ (૨) બાંધી સકે નહિ પાળી. અમને૦
તત્વ અમૃત ભોજન નીકટ, ભરી સુવર્ણની થાળી. (૨)
નવીન નવીન બળ અરપે, ૨ ક્ષણ ક્ષણ ખાતાં ન થાએ ખાલી. અ૦
સ્વરૂપ પુષ્ટિ કારીણી તનમન, ઉપર છવાઈ રહી છે લાલી.
મંદ પવનમાં મસ્ત મહાલીએ, (૨) જેમ તરૂવર ડાળી. અમને૦
સુક્ષ્મ પ્રદેસે અમોજ ફરીએ, સકે ન કોઈ નીહાળી. (૨)
બ્રહ્મ ભુવનમાં અમોવસુ જયાં, (૨) સદાય જાહો જલાલી. અમને૦
ચિત્ત વિહંગ બની સ્વરૂપ આકાસે, ઉડીયે ફરર ફાલી. (૨)
અખંડ વાસ ગગનમાં હમારો, (૨) સકે ન કોઈ નીહાળી. અમને૦

૭.

મારા વાલારે વંદ્રાવનની, વાટે વહેલા આવજો. (૨) ટેક.
મારા વાલારે પ્રેમી જનને પ્રેમ કરી બોલાવજો. (૨)
મારા વાલારે પ્રેમીજનનાં હૈયડાં તો હરખે ભર્યાં (૨) ,,
મારા વાલારે તે દેખીને ચીતડાં મારાં ત્યાં ઠર્યાં (૨)
મારા વાલારે ગોરધન ઉપર ગોધેન ચારવા જાય છે. (૨) ,,
મારા વાલારે ગોપી જનનાં ગોરસ લુટી ખાય છે. (૨)
મારા વાલારે વ્રજની નારી ઠપકો દેવા જાય છે (૨) ,,

મારા વાલારે માતા જસોદા સોટી લઇને ધાય છે (૨)
મારા વાલારે તે દેખીને નટવર નાસી જાય છે (૨) ટેક.
મારા વાલારે વૃંદ્રાવનમાં અખંડ રાસ રમાય છે (૨)
મારા વાલારે જીમનાંજીમાં અખંડ આરતી થાય છે (૨) ,,
મારા વાલારે નટવરજી નાચેને ગોપીઓ ગાય છે (૨)
મારા વાલારે માધવદાસ બલીહારી જોવા જાય છે (૨) ,,

૮.

નહિ આપુ હો નંદના લાલરે મૈહીડાં મારાંરે ( ૨ )
તમે વલગોમાં વીઠલરાય અમે નથી તારાંરે ( ૨ ) ટેક.
તારી મીઠલડી જીભના બોલરે વાલમ વાગેરે ( ૨ )
દાડી દાડીનાં લેવાં દાણરે મોહન માગેરે ( ૨ ) ,,
અમે રહીએ ગોકુલીયા ગામરે મથુરામાં જઇએરે ( ૨ )
મારાં મહીનાં ફોડેલાં માટરે નંદના છૈયેરે ( ૨ ) ,,
તમે નફ્ટ ઓ નંદના લાલરે હું નથી એવીરે ( ૨ )
કાન તારે ને મારે આજરે થાય જોયા જેવીરે ( ૨ ) ,,
તારા આગણીએ નવલખ ધેનરે કએ દીવસે હતીરે(૨)
તારા બારણે બાંધવા એકરે વાછરૂ નહોતુંરે ( ૨ ) ,,
જીત્યા જીત્યા હો જુગદા ધારરે ગોપીઓ હારીરે (૨)
મને મળ્યા નરસૈયાનો નાથરે બાલબ્રહ્મ ચારીરે (૨) ,,

૯.

તુલસીની માળા મીરાં દુર કરો, પહેરો મારો નવલખ હાર (૨)
કરમ સંજોગે રાણા મારૂં કોઈ નથી. (૨) કપટી લાગ્યોરે સંસાર
નુગરો લાગ્યોરે સંસાર, મારૂં દીલ લાગ્યુ વહાલા તારા નામ શું (૨)
તુલસીની માળા રાણા મારે શોભતી. (૨)
બાળુ તારો નવલખ હાર. કરમ સં૦
ધોળાંરે વસ્ત્ર મીરાં દુર કરો. (૨) પહેરો મારા હીરને
ચીર (૨) કરમ સં૦
ધોળારે વસ્ત્ર રાણામારે શોભતા બાળું તારા હીરને
ચીર (૨) કરમ સં૦
મીરાં બજાવે હાથસું ઢોલકી. (૨) જામે અનહદ નાદ (૨) કરમ૦
ગુરૂના પ્રતાપે બાઈ મીરાં બોલીયાં. (૨)
દેજો અમને સંતોમાં વાસ (૨) કરમ સં૦

૧૦.

તારો નેડો લાગ્યો મુને રાજા રણછોડરે,
રાજા રણછોડરે રંગીલા રણછોડરે—તારો૦
અધમ ઓધારણ નામ તમારૂ, મહાતમ તેનું મહોટુ રે (૨)
હરેતાંને ફરતાં તુજને સમરૂ, બાકી સરવે ખોટુંરે. તારો નેડો૦ ૧
કાસી દેખી દેખી દ્વારકા, તીરથ દેખ્યા ઝાજારે (૨)
સત સંગતમાં બેઠો ત્યારે, મનડે મુકી માયારે. તારો નેડો૦ ૨

ભવ સાગરમે ડુબ પડાહુ, સગા સંબંધી લુંટેરે
દાસ ઉપર જો દયા કરોતો, ભવના બંધન છુટેરે તારો૦ ૩

૧૧.

એવી કાનુડાની મોરલી ખરેખરી, નટવર કાળા કાનહરી ( ૨ )
નટવર કાળા કાનછોગાળા, કાનછબીલા,
છબીલાની મોરલી ખરેખરી. ટેક૦
સાખી—તારા મંડળ સ્થાંભીઆ, સ્થાંભ્યાસુરજ ચંદ્ર
નવસે નદીઓનું નીર સ્થંભીયું સ્થંભ્યા સપ્ત સમુદ્ર.
એવી૦ ૧
સાખી—ડુંગર પર્વત ડોલીઆ, ડોલ્યાં વનનાં વૃક્ષ
વૃજ વનિતા વ્યાકુલ ભઈ, વ્યાકુલભયો વાસુકી નાગ.
એવી૦ ૨
સાખી—આસો માસ સોહામણોને, સરદ પુનમની રાત
વંદ્રાવન વહાલે રાસ રચ્યો,
એવો નરસૈયાનો શ્યામ. એવી૦ ૩
મોરલી સુણીને અમે આવ્યાં તાં દોડી,
ઘરનાં કામકાજ સરવે છોડી
અંગપર આભુષણ અવળાં ઓઢી,
ધાવંતાં મેલ્યાં બાળક છોડી. એવી૦ ૪

૧૨.

જુઠી દેખી પ્રીત જગતમે જુઠી દેખી પ્રીત. (૨) ટેક૦
અપને સુખકુ સબ જગરોવે (૨) કયા દારા કયા સુત. જગતમે૦
મેરો મેરો સબહી કહતહે (૨) હેતસે બાંધી પ્રીત. જગતમે૦
મન મુરખ મન અજહુન સમજત (૨) સુખ દેહારે નીત.જગતમે૦
નાનક ભવજલ પાર પરોજબ (૨) ગાવો હરીકો ગીત. જગતમે૦

૧૩.

સ્યામ તેરી બંસરીને, કયા સીતમ કીઆ;
તનકી નરહી સુદ્ધ મેરા, મનકુ હર લીયા—શ્યામ૦
બંસીકી મધુર ટેર, સુણી પ્રેમ રસ ભરી;
વૃજનાર લોકલાજ, કામકાજ તજ દીઆ—શ્યામ૦ ૧
નભમે ચઢે વીમાન, ખડે દેવ ગણ સુણે;
મુનીઓકા છુટા ધ્યાન, પ્રેમભક્તિ રસપીઆ—શ્યામ૦ ૨
પસુઓને તજ્યા ધાસ, પંછી મૌન હો રહ્યા;
યમુનાકે રૂકા નીર, પવન સ્થીર હો ગયા—શ્યામ૦ ૩
ઐસી બજાઈ બંસરી, સબ લોક બસ કીયા;
બ્રહ્માનંદ દરસ દીજે, મોહે રાસકે રસીયા—શ્યામ૦ ૪

૧૪.

ચરણ રજ મહીમા મે જાણી. (૨) ટેક.
જીસી ચરણસે પ્રગટી સુર સરી (૨) રાય ભગીરથે આણી—ચર૦

જીસી ચરણુસે રાય બીભીષણ (૨) પાયો લંકાકી રાજધાની–ચર૦
જીસી ચરણુસે અહલ્યા ઉધારી (૨) ગૌતમ ઋષીકીનારી–ચર૦
જીસી ચરણુસે વીપ્ર સુદામા (૨) દારીદ્ર ગયે ઘર સંપતી આઈ–ચ૦
તુલસીદાસ ભજો દશરથનંદન(૨) ચરણ કમલ ચીત આણી–ચ૦

૧૫.

કાન ઓરા આવો તો કહુ વાતડી,
અહા સરદ પુનમની આ રાતડી. ટેક.
સરદ દરસદે અર્થ એ સાચો, વાટ જોઉં દીન રાતડી. કાન ૧
વાંસળી સુણીને મન મોહ્યું મારૂ,
ખીલી રદય કમળનીઆ પાંખડી. ૨
ગોકુળ ઢુંઢી વંદ્રાવન ઢુંઢી, જોઇ વરી જમનાજીની ઘાટડી. ૩
આવી આવી ને વળી સાના સંતાપો,
વીતી જાસે રઢીઆરી આ રાતડી. ૪
નહિ આવો તો શ્યામ મારા સમ છે,
જુરી જુરી ખોઉં મારી જાતડી ૫
નણદી નિહારસે તો બંધવો બોલાવસે,
સાસુજી ઊતારે મારી ચામડી ૬
રાધાજીના સ્વામી તમે કૃષ્ણ સોહામણા,
જોઈ જોઈ ઠરે મારી છાતડી ૭

૧૬.

હરી તું હરી તું હરી તે હરીઆ, અહી દ્રશ્ય દીસે સૌ એકજઆ. ટેક
નહિ અન્ય પણું નહિ ભીન્યપણું,
સખી શાન્ત સુધા સમ એકગણુ ૧
શશી પુર્ણ ખીલે જયમ વાદળમાં,
વૃજ ચંદ્ર ખીલ્યો મુજ અંતરમાં ૨
રસ રાજ સુધારસ પાઈ રહ્યો, સખી સાગર સું ઊભરાઇ ગયો ૩
અહી બ્રહ્મ લીલા રહી આ વીલસી,
સખી દરસન વૃત્તી રહી તલસી. ૪
પલ ચુકુ નહિ નયને કદીયે, સખી કેમ વિયોગ સહી સખીએ ૫
રચી રાસ અનંત રમે રસીયો, મુજ અંતરમાં બસએ વસીઓ ૬
સૌ સૃષ્ટી વિહાર દીસે વીભુનો, સખી બ્રહ્મ વીલાસ આછે પ્રભુનો ૭

૧૭.

આવી રૂડી સરદ પુનમની રાતકે, રાસ રમાડજોરે લોલ.
અમને રાસ રમ્યા ના કોડકે, રાસ રમાડજોરે લોલ.
આવી રૂડી ગોકુલની વૃજનારકે, વેગે બોલાવજોરે લોલ.
લેવા તારા મુખડાનો આનંદકે, અમે અહી આવીયારે લોલ.
રૂડો લાગે બંસી બટનો ચોકકે, સોભા અતી ઘણીરે લોલ.
રૂડા રૂડા યમુનાજીના નીરકે, ટટરળી આમણારે લોલ.

મળીઓ વૃજવનીતાનો સાથકે, તારી દે હાથસુંરે લોલ.
વહાલા મારા વંદ્રાવનને ચોકકે, વેગે વહેલા આવજોરે લોલ.
ગોપી કાનસું ભીડે બાથકે, કોમળ હાથસુંરે લોલ.
ફરતી ગાન કરે વૃજનારકે, વચ્ચે મારો વાલમોરે લોલ.
જોવા દોડ્યા ચૌદ ભુવનના લોકકે, સીવ ત્યાં આવીયારે લોલ.
રૂડા રૂડા પારીજાતકનાં પુષ્પકે, પ્રભુને વધાવીયારે લોલ.
બ્રહ્મા શીવ ધરે જેનું ધ્યાનકે, પાર પામે નહીરે લોલ.
નાચે નાચે નરસૈયો મુખ જોઇકે, લીલા મારા નાથની રે લોલ.

૧૮.

ઠામે ઠામે ઘનશ્યામ દેખીએ હમે, (૨)
શ્યામ દેખીએ હમે (૨) ઠામે ટેક.
સાખી—રાસ મંડલના રંગમાં, બાકી રહી ન કચાસ.
ભક્તિ રસથી રસીકને, અમે ખરીદયો આજ.
ગોપી ગોવીંદ એક રૂપતો થયા (૨)
એક રૂપતો થયા સુખ જાયે ના કહ્યા. ગોપી–ઠામે.
સાખી—જ્યાં જોઉં ત્યાં જણાય છે, એક ગોપી એક કાન.
દેવ દરસને આવીઆ, ચઢી ચઢી વૈમાન.
અહો આનંદ આનંદ વરતાઈ રહ્યો (૨) ઠામે. ઠામે.
સાખી—બ્રહ્મ રૂપમાં લીન કર્યા, એજ અમારાં ભાગ્ય.
અમરપણુ સૌને આપીયુ, ધન્ય ધન્ય જગદીશ.

પ્રેમ પ્રવાહ ઝરણો ચાલ્યો છે એક રંગે,
ચાલ્યો છે એક રંગે નરસી ભકતો કેરે સંગે. ઠામે-ઠામે.

૧૯.

સખી આજરે બાજે વૃદ્રાવન વાંસળી.
સખી ગોકુળીએ સંભળાય, સખી આજરે-ટેક.
સખી બંસી તે કેરા નાદમાં, હાંરે મારૂ ચીત લડુ ચોરાય-સખી૦
હાંરે સખી સુદ્ધ બુદ્ધ ભુલી સુંદરી,
હાંરે સખી સર્વ તજીને વન જાય—સખી૦
હાંરે સખી ભુલ્યા તે માત તાત ભ્રાતને,
હાંરે સખી ભુલ્યા કુટુંબ પરીવાર—સખી૦
હાંરે સખી ગાયોનાં દોવણાં ભુલી ગયાં,
હાંરે સખી બદલીમાં બાંધ્યાં બાળ—સખી૦
હાંરે સખી દાસ વલભની વીનતી,
હાંરે અમને દેજો તે વૃજમાં વાસ—સખી૦

૨૦.

પ્રાત સમયે પ્રભુના મુખને નિરખી, આનંદ ઊરન સમાએરે (૨)
સુરનર, મુનીજન, વેદ વખાણે (૨)
નારદ સારદ ગાય વસો મારા રૂદીયામાં (૨)

સુખ સાગર શ્રીરણછોડ વસોમારા રૂદીયામાં (૨)
રસ ભીનારાય રણછોડ–વસો. ટેક. (૨)
કોટી ભાનું છબી, મુખપર વારી, અકળીત રૂપ અપારરે. (૨)
મંગલ રૂપ મનોહર મુરતી, (૨) સેવક સુખ ભંડાર–વસોમા૦
તાલ મૃદંગ વીણા રસ વાગે, મુખ મોરલી ધન ઘોરરે (૨)
પ્રેમ કરીને પદરજ વંદુ (૨) ગોપીચંદ્ર ચકોર.–વસોમારા.
કુંચન થાળ કપુર ભરી માંય. પાંચ જોત પ્રકાશરે (૨)
આરતી ઉતારૂ મારા અલબેલાની (૨) રાધા રમણ વીલાસ–વસો૦
અષ્ટસિદ્ધી નવ આંગણે ઉભી, મુક્તિ રહી કર જોડરે (૨)
પ્રાણ જીવન પુરશોતમ સ્વામી (૨) રાજ કરો રણછોડ. વસો૦

૨૧.

કાગળ કોણ લઈ જાય. મથુરામાં વાસ મેવાસી–ટેક.
આરે કાગળીઆમાં ઝાઝુ સું લખીયે, થોડે સેહેત જણાય. મથુ૦
મીત્ર તમારા વાટ જુવે છે, જસુમતી અન્ન ન ખાય. મથુરામાં.
સેજલડી વહાલા સુનીરે લાગે, રોતામાં રજની જાય. મથુરામાં
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમલ મારૂ ધ્યાન.મથુ૦

૨૨.

મનતું ધુલનું છે ખાનારૂં, વેદ કહે નથી માનતું મારૂં. (૨)
કરવાનું હોયતે કર તું નથીને, ન કરવાનું કરનારૂ (૨)

પાપનું પોટલું પ્રાણીઆને દઇને, પોબારે પરવારૂં. (૨) મનતું૦
પોતાનું હોયતે પડતું મુકીને પારકુ લાગે પ્યારૂં
હરામ ખોરને હાથમાં રે રાખજો, મોત બગાડે તમારૂં (૨) મનતું૦
કાલીરે નાગણ સરખુરે નીરદય, કોણ તારૂંને કોણ મારૂં (૨)
વસમી વેળાના વીઠલારે ભાઈ(૨) વારે ચઢજો મારી (૨) મનતું૦
કાયા નગરનો જીવછે રાજા, મન કહે છે રાજ મારૂં (૨)
રઈયત થઈ રાજાને પીડે, સોમણ તેલે અંધારૂરે. (૨) મનતું૦
મનનું કહ્યું કરેતો નાકકપાવે, ને ધુતે છે ધુતારૂ (૨)
નથુ ભગત કહે ધ્યાનમાં રાખજો,સમજી કરજો સારૂંરે.(૨) મનતું૦

૨૩.

કરીઓ કાણ અમને કંઈ કંઈ કંઈ (૨)
કાનુડે અમને કરીઓ કામણ. કંઈ કંઈ (૨)

જ્યાં જોઉં ત્યાં નજરે નીહાલુ (૨)
નાથ વીના તો બીજુ નહી નહી નહી—કાનુડે૦

પ્રેમ કુવામાં નાખીને અમને,
દીલથી દીલાસો અમને દઈ દઈ દઈ—કનુડે૦

બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, (૨)
રૂદીયામાં છબી તો રહી રહી રહી—કાનુડે૦

૨૪.

પતીત પાવન હરી બુદ્ધિ સદા સુદ્ધ દીજે (૨)
અધમ ઉધારણ હરી બુદ્ધિ સદા સુદ્ધ દીજે (૨) ટેક.
બુદ્ધિ સદા સુદ્ધ દીજે, તુમારે સરણ લીજે (૨)
સબ દુર્ગુણો કો શ્રી હરી નીકાલ દીજે. પતીત૦
અખંડ ભક્તિ દીજે, પુરણ પ્રેમ દીજે (૨)
તુ મારા નામકી તીઝોરી, મુઝે સોંપ દીજે. પતીત૦
માયા કી જાળસે પ્રભુ મુજે છોડાય દીજે (૨)
તુમારે પ્રેમકી કફની મુજે પહેરાય દીજે. પતીત૦
તુમારે નેનકી કટારી મુજે માર દીજે (૨)
તુમારા પ્રેમકા ઈસારા મુજે સ્વામી કીજે. પતીત૦

૨૫.

કબ સમરોગે રામ, અબ તુમ કબ સમરોગે રામ (૨)
ગર્ભ વાસમે જપ તપ કીનો (૨) નિકલ હુવા બેઈમાન. અબ૦
બાલ પનો હસ ખેલ ગુમાવ્યો, (૨) તરૂણ પણે મે કામ. અબ૦
હાથ પાઉં જબ કંપન લાગે, (૨) નિકલ ગયો અવસાન. અબ૦
જુઠી કાયા જુઠી માયા, (૨) આખર મોત નીદાન. અબ૦
કહત કબીરા સુનો ભાઈ સાધુ (૨) જીવડા દો દીનકા મહેમાન. અ૦

૨૬.

પ્રેમ સુફળ છે તે જીવનો હાં,(૨) જે બસ પ્રેમ સ્વરૂપ બન્યો હાં(૨)
સંસય સોક વિલાઈ ગયો હાં, (૨)
ભક્તિ પ્રજ્ઞાન અભેદ લહયો હા. પ્રેમ૦

પ્રીતી પરાત્પર બ્રહ્મ શું જોડી, (૨)
તોડી તીમીર ગઢ ન્યાલ થયો હા. પ્રેમ૦

હરી હરી દેખે હું પદ છોડી, (૨)
જીવીત અમર પુરવાસ વસ્યો હા. પ્રેમ૦

સ્વાધીન કીધી બધી, મનોવૃતી, (૨)
તત્વ વિચાર, નહિ વિસર્યો હા. પ્રેમ૦

સમ બુદ્ધિથી સાંધી, સમાધી (૨) જ્ઞાન ગરીબ થઈ વિલસ્યો હા. પ્રે૦
વિકટ પરીક્ષણ માંહી ડગ્યોના, (૨)
નિશ્ચલ બોધ સ્વરૂપ ગ્રહયો હા. પ્રેમ૦

વાદ વિવાદ કદાપી ગમ્યોના,(૨) એક બધે સરખો નિરખ્યો હા. પ્રે૦
સુખ દુઃખ રાગ વિરાગ પર્યો હા, (૨)
દેહ અભીમાન તમામ ગળ્યો હા. પ્રેમ૦

ભવસાગર તરી પાર ખડોહા, (૨)
મોજ મઝા બસ માણી રહ્યો હા. પ્રેમ૦

૨૭.

સંત પુરૂષ તો તેને કહીએ, તતક્ષણ શાન્તી આપેરે (૨)
સરણે આવે તેને સત્વર, પોતા સમ કરી થાપેરે. સંત૦
અભય દાન, દઈ ન્યાલ કરે છે, રાખે અદકુ વહાલરે. સંત૦
વહાલાજીની વેણ સુણાવી. લાવે નુતન ફાલરે. સંત૦
વાસુદેવનું પદ પરખાવી, પરમ પુરૂષમાં જોડેરે. સંત૦
કહે સંતો પાંચ દેહનું નિરંસન કરીને જન્મ મરણને તોડેરે. સંત૦

૨૮.

પ્રેમ આકર્ષણ કરકે નીતમે, ખેંચ કૃષ્ણકો લાવુંગી (૨)
યાતો મીલે હે પ્રાણ પીયારા, નહી તો પ્રાણ ગુમાવુંગી (૨)
દીન દયાલ દર્સ પ્રભુ દીજે, મે આતમ સુખ પાવુંગી (૨)
તુમ બીન હૈ પ્રભુ કોન હમારા, રો રો અખીયા ગુમાવુંગી. પ્રે૦
જન્મ સફળ તબ હોય હમારા, આત્મજ્ઞાન જબ પાવુંગી(૨)
જગત વાસના તજકે સઘળી, બ્રહ્મલીન હો જાઉંગી (૨) પ્રે૦

૨૯.

જગત કે બંગલામે, આકે ના રહ્યા આરામસે (૨)
ઓરહ્યા આ રામસે, જીને નેહ લગાયા રામસે—જગતકે૦
કયા દેખતા ઝુક ઝુક બદન એ, મારલે દીલસે મદન (૨)
કર ભજન એહી જતન, રસના લગાલે શ્યામ્સે—જગતકે૦

નવ માસ કીનો બાસ પાયો, ત્રાસ તબ ભુલ્યા નહી (૨)
દેખ જગ જુઠા તમાસા, મોહ બઢાયા દામસે—જગ્તકે૦
કર ગુજર મત ફીકર કર ધર, લે ગરીબી પર નજર (૨)
જો ભલા ચાહે તું અપના, નેહનઞ્જાકીસી બામસે—જગ્તકે૦
લોભને મોહ અંગ ભારી મત પઢો ઈનકે મઞ્ઝારી (૨)
કૃષ્ણ સુમરન સે બીહારી, પાર લગજા નામસે—જગ્તકે૦

૩૦.

નહીરે ચુકુ હું તો નહીરે ચુકુ, (૨)
મારી શ્રદ્ધાને ભક્તિમાંનહીરે ચુકુ (૨)
મહેલમાં કે જેલમાં તુંહી તુંહી તાર છે, (૨)
દુનીયાની માયામાં નહિરે ઝુંકું—મારી૦
ભક્તિમાં બાપુ પડાવસો ભંગાણતો, (૨)
ભીખી ખાસું લુખુ સુકુ—મારી૦
સેશો શરીર તોયે છે, શ્રીકૃષ્ણાર્પણ, (૨)
મારી ભક્તિની ભાવનાને નહીરે રોકું—મારી.
વાતો ફોગટનીતો મારે હરામ છે, (૨)
ઓમ, શ્રીકૃષ્ણવીના દમ નહી રે ફુંકું—મારી.
મારે શ્રીહરી સાથે સાચો સંબંધ છે, (૨)
દયાના સાગરને હું તો નહિ રે મુકું—મારી૦

### ૩૧.

ગોપાલા મેરી કરૂણા ક્યું નહિ આવે, (૨)
કરૂણા ક્યું નહિ આવે—ગો૦
મે પતીત, તુમ પતીત પાવન, મોપે દયા ક્યું નઆવે—ગો૦
પુજન અરચન મે નહિ જાનું, આપ ચરણ મન ભાવે—ગો૦
સુરદાસ પ્રભુ અધમ ઉદ્ધારણ, તુમબીન કોન બચાવે—ગો૦

### ૩૨.

કરના સંત સમાગમ ભાઈ, સંત સમાગમ હૈ સુખદાઈ—કરના૦
પાપ નિવારણ ગંગા નદી હૈ, (૨) તાપ નિવારણ સંત સદાઈ—ક૦
એક એક દુઃખ નિવારણ કારણ, (૨)
એક એક સાધન હૈ જગ માંહી—કરના૦
કલ્પ તરૂસે મીટે દીન અવસ્થા, (૨)
સંત મીલેસે સ્વરૂપ અવસ્થા—કરના૦

### ૩૩.

જગત હે રેનકા સપના, સમજ મન કોઈ નહિ અપના. (૨)
કઠીન હૈ લોભકી ધારા, બહ્યો સબ જાત સંસારા. (૨) ટેક.
ધડા જ્યું નીરકા ફુટા, પત્તા જ્યું ડાલી સે ટુટા. (૨)
એસી નર જાન જીંદગાની, સમજ મન ચેત અભીમાની. (૨) જ૦
ભુલો મત દેખ તન ગોરા, જગતમે જીવના થોરા. (૨)

તજો મન લોભ ચતુરાઈ, રહો નિસંગ જગમાંહી—જગત૦
કુટુંબ પરીવાર સુતદારા, ઉસી દીન હોયગા ન્યારા. (૨)
નિકસ જબ પ્રાણ જાવેગા, નહિ કોઈ સાથ આવેગા—જગત૦
સદા મત જાન આ દેહા, લગાવો રામસે નેહા. (૨)
કટેગી જન્મકી, ફાંસી કહે કબીર અવીનાસી—જગત૦

૩૪.

આવો ઉજવીએ દીવાળી, ઓ સંતો આવો ઉજવીએ,
દીવાળી. ટેક.
આજે દીવાળીને, કાલે દીવાળી, (૨)
બસ હવે રોજને રોજ દીવાળી—ઓસંતો૦
દરસે રૂએ રૂએ જાદુઈ દીવા (૨) સારી જહાં અજવાળી—ઓ૦
જહી તહી નેના જુવે અમીભીના, (૨) રાસ ભુમી રઢીઆળી—ઓ૦
કર્મ અકર્મની પારવ સીહાં, (૨) વીલસ્યો સ્વયંભુ વનમાળી—ઓ૦
સતચ્ચીદાનંદ સહજ સ્વભાવે, (૨) રમી રહ્યો સૌ માંહી—આ૦

૩૫.

ઈતના તો કરના સ્વામી, જબ પ્રાણ તનસે નીકસે (૨)
ગોવિંદનામ લેકર, ફીર પ્રાણ તનસે નીકસે (૨)
શ્રી ગંગાજીકા તટહો, યા જમુનાજીકા બટહો (૨)
શ્રી વંદ્રાવનકા સ્થલહો, મેરે મુખમે તુલસી દળહો (૨)

શ્રી વિશ્નું ચરણકા જલહો, જબ પ્રાણ તનસે નીકસે (૨)
ઉસ વકત જલદી આના, મુજકો ન ભૂલ જાના (૨)
નેપુરકી ધ્વની સુનાના, જબ પ્રાણ તનસે નીકસે (૨)
જબ કંઠ પ્રાણ આવે, કોઈ રોગ ના સતાવે (૨)
યમ દર્શના દીખાવે, જબ પ્રાણ તનસે નીકસે (૨)
તેરા નામ આવે મુખસે, મેરા પ્રાણ જાવે સુખસે (૨)
બચ જાઉં ઘોર દુઃખસે, જબ પ્રાણ તનસે નીકસે (૨)
યહ મેરી અરજ હય, માનો તો ક્યા હરજ હય (૨)
યહ સુરકા ગરજ હય, જબ પ્રાણ તનસે નીકસે (૨)

૩૬.

મારી નાડ તમારે હાથ, હરી સંભાળ જોરે (૨)
મુજને પોતાનો જાણીને પ્રભુપદ પાળ જોરે. મારીનાડ૦
પથ્યા પથ્ય નથી સમજાતુ, દુઃખ સદૈવ રહે ઉભરાતુ (૨)
મને હશે શું થાતુ નાથ નિહાળ જોરે. મારીનાડ૦
અનાદી વૈદ આપછો, સાચા, કોઈ ઉપાય, વિસે નહીકાચા. (૨)
દીવસ રહ્યાંછે ટાંચા, વેળા વાળ જોરે. મારીનાડ૦
વિશ્વેશ્વર શું હજી વિસારો, બાજી હાથ છતાં કાં હારો. (૨)
મહા મુઝારો, મારો નટવર, ટાળ જોરે. મારીનાડ૦
કેશવ હરી મારૂ શું થાસે ઘાણ વળ્યો શું ગઢ ઘેરાસે (૨)
લાજ તમારી જાસે ભૂદર ભાળ જોરે. મારીનાડ૦

૩૭.

લાગ્યા શબ્દના બાણરે, જેના પ્રેમે વિંધાયેલ પ્રાણરે.
જેને લાગ્યા શબ્દના બાણજી.—ટેક.
ભજનમે ખુબ ખેલના હોજીવીરે, જેને લાગ્યા શબ્દના બાણજી.
સાહેબકા ઘર દુરહેબંદા, જેસી લંબી ખજુર. (૨)
ચડે તો રામ રસ ચાખલે મન, પડે તો ચકમાં ચૂર. ભજનમે૦
માખી બેઠી મધપે બંદા, પાંખડી એ લપટાય. (૨)
ઉડનકા સૌંશય ભયામન, સમજ સમજ પસ્તાય. ભજનમે૦
તેરા સાહેબ તુંજમે બંદા જ્યું પત્થરમેં આગ. (૨)
જો ચાહે દેદારકુ તો. ચકમક હો કે લાગ. ભજનમે૦
કયા બખ્તરકા પહેરના બંદા, કયા ઢાલોકી ઓથ (૨)
સુરારે હોય સો સનમુખ રહેવે, એક ભજનકી ચોંટ. ભજનમે૦
હાડ જલે જ્યું લકડી જલે ને, જલ જલ જાત શરીર (૨)
રામા નંદકી ફોજમે એક, સનમુખ લડે કબીર. ભજનમે૦

૩૮.

વાલાને વીલા મેલતાં મારૂ માનતુ નથી મન. (૨)
માનતું નથી મન મારૂં સુંનુ છે ભુવન. (૨) વાલાને૦—ટેક.
હરી મારા હરાયાને જ્યાં તેડે ત્યાં જાય. (૨)
ઘરમાં મને ગોઠે નહીને સુજે નહી કામ. (૨)

સહીઅર હવે સુંદરૂ. (૨) વાલાને૦
સેરીએ સેરીએ સાદ પડાવુ ને દીવા કરૂં સાત. (૨)
કોઈ ભુદર કેરી ભાળ બતાવોતો. (૨)
આપુ હૈયા કેરો હાર, વહાલાને.
જેને હૈયે હરી વસ્યા તેનું જીવ્યુ ધન. (૨)
મીરાંનો સ્વામી શામલીઓ. (૨) વસીઓ મારે અંગ. વાલાને૦

૩૯.

ચાલ હમારી ચાલો, હમારા હોતો ચાલ હમારી ચાલો. (૨)
છત્રીસ પાખંડ સર્વે તજીને (૨) જુનો મારગ તમે ઝાલો (૨)હ૦
જે મારગે સનકાદીક સંચર્યા (૨) પ્રેમ તણો પીને પ્યાલો (૨)હ૦
જે મારગે સ્હામો આવે શામળીઓ(૨)નટવરનંદજીનોલાલો(૨)હ૦
જે મારગે પાંચ પાંડવ પરવર્યા,(૨) ઝાલી ભજનનો ભાલો(૨)હ૦
જે મારગે હરી ભરપુર ભાસે, (૨) ઠામ ન દીસે કોઈ ઠાલો (૨)હ૦
જે મારગે રૂપીરાજ કેરો વાલમો(૨)વહાલાથી લાગસેવહાલો(૨)હ૦

૪૦.

લાખ વાતોની એક વાત લેજો, શીખામણ છેલીરે. (૨)
દયા રાખીને અન્નદાન દેજો, શીખામણ છેલીરે. (૨)
પરધન પથ્થર પ્રમાણો, શીખામણ છેલીરે. (૨)
પરનાર જનેતા જાણો, શીખામણ છેલીરે. (૨)

જુઠ સાથે જરૂર વેર બાંધો, શીખામણ છેલીરે. (૨)
શ્વાસો શ્વાસે રામ નામ સાંધો, શીખામણ છેલીરે. (૨)
ગુણ ગોવીંદના આનંદે ગાવો, શીખામણ છેલીરે. (૨)
કામ ક્રોધ લોભ સંગે બાંધો દાવો, શીખામણ છેલીરે. (૨)
પોત પોતાનો ધર્મ સર્વે પાળો, શીખામણ છેલીરે. (૨)
તેમાં અવળું દેખાય તેને ટાળો, શીખામણ છેલીરે. (૨)
રામકૃષ્ણનું એક નામ સાચું, શીખામણ છેલીરે. (૨)
બીજુ બાતલ કરોડ કામ કાચું, શીખામણ છેલીરે. (૨)
જ્ઞાન મેળવવા સાંભલો ગીતાજી, શીખામણ છેલીરે. (૨)
રૂષીરાજ રામ એમ થાય રાજી, શીખામણ છેલીરે. (૨)

૪૧.

ભક્તિ ને પંથે પધારો જીવડલા ભક્તિ ને પંથે પધારો. (૨)
માયાની સોબત મનથકી મેલી, બગડેલી બાજી સુધારો—જીવ૦
ખાતું ચડીગયું ચેતી લ્યો ભૈયા, કયાં સુધી નિભસે ઉધારો—જી૦
હું હુંને બદલે સ્થાપો શ્રીહરીને, પ્રગટ થસે પ્યારો પ્યારો—જી૦
કીજે નહિ બાપુ જુઠા વહેપારો, તજીએ મનના વિકારો—જીવ૦
લળી લળી સાગર વળી;વળી વીનવે, જ્ઞાનવિના નથીઆરો—જી૦

૪૨.

લાગી લાગીરે મુને લાગી, લટકાળાજીની પુરણ લગનીલાગી.(૨)
આનંદનો દરીઓ ઉભરાણો, (૨) ભાવટ ભવકેરી ભાગી—લટ૦

લાખ ફેરા સમ ખાઇને લાલચ,(૨) ત્રણે ભુવન કેરી ત્યાગી—લટ૦
સુંદર શ્યામના ચરણમાં સજની, (૨) આઠે પહોર અનુરાગી—લ૦
આળસ મોહ કેરી ઉંઘમાંથી, (૨) ઝડપ દઈ હું જાગી—લટકા૦
નાક કટા જેવી લાગે લજામણી, (૨) નીર્લજ દુનીયા નાગી—લ૦
હાથે કરીને મારે માથે હરીનું,(૨) મહેણું લીધું છે મેતોમાગી—લ૦
દુર્લભના દીલમાં પ્રભુ વસીયા, (૨) નિર્ભય નોબત વાગી—લટ૦

૪૩.

સીતારામ સગા છે સમજરે હાંરે (૨)
સમજરે સમજરે સમજરે હો—સી૦
અંત સમે કોઈ કામ ન આવે (૨) ઘોડા ગાડી અને ગજરે હો-સી૦
આળસ મેલીને જાગ અજ્ઞાની(૨)સતસંગમાં જવા સજરે હો—સી૦
શ્રીઘનશ્યામ સદા સુખ દાયક(૨)અગમ અગોચર અજરે હો. સી૦
મહાવ મળ્યા વીના મનુષ્ય જનમની (૨)
મહેનત નાવે મજરે હો—સી૦
અંતરમાં ધરી લેને અરે તું (૨) સદગુરૂ જ્ઞાન સુરજરે હો—સી૦
રૂદીયા મધ્યે દાસ વીરનો વાલમ (૨)
ભરપુર વસીયો છે ભજરે હો—સી૦

૪૪.

તાણી તાણીરે લીધાં તાણી મારા વ્હાલીડે ચીતલડાં લીધાં તાણી ૨
ઝેર થયા જગનાં સૌ સુખડાં (૨) લાવણ્ય માંહે લોભાણી. મા૦

લોકડીયા તણી લાજે ન લાજું(૨) ભાવતી બોલો ભલેવાણી. મા૦
સીર પર સેષ મહેસનો સ્વામી (૨) ધીંગો ધણી વ્રજદાણી. મા૦
ચિંતામણી અણ ચિંતવી લાધી (૨) કીયારે ભવની કમાણી.મા૦
પોસલીએ મે તો અમૃત પીધાં(૨) ભાવે તે કેમ હવે પાણી. મા૦
દીલડાં પ્રોયાં છે માટે ડોલુ દીવાની(૨)જીવલડા સુ સંકે જાણી.મા૦
દુર્લભના દીલમાં પ્રભુ વશીઆ (૨) વાંસળી એરે વીંધાણી. મા૦

૪૫.

બોલો હર હર હર ૐકાર પધારો મારે મંદીરીયે (૨)
પ્રેમે લળી લળી લાગુ પાય, પધારો મારે મંદીરીયે ટેક.
સુક સનકાદીક આસન આપુ, (૨) પ્રભુ ધરણી ધર પધરાવુંરે(૨
જ્ઞાન ગંગાના નિરમળ જળથી (૨) હેતે હરીને ન વરાવું. પધા૦
ધીરજ ધોતીને સીલ લંગોટી (૨) પ્રભુ કરૂણા કફની માળારે(૨)
જાપ જપુરે મારા ગુરૂએ બતાવ્યો(૨)નિત્ય અમૃત રસ પીવું. પ૦
કૃપા કરીને મારો નરદેહ ધડીઓ(૨)પ્રભુ અંતર રૂપ પ્રગટાવ્યુંરે.(૨)
શ્રી હરીનું સ્મરણ કરતાં (૨) અંતર રૂપ ઓળખાયું–પધારો૦
ચરણે નમુંરે પ્રભુ તન મન ધનથી (૨) શીવજી કરજો સહાયરે(૨)
સેવકની સેવા માની લેજો (૨) મુજ જીવન પ્રાણ આધાર. પ૦

૪૬.

જેણે ભજ્યા જદુરાયા, નર એજ કમાયા (૨)
ભજન તણાં જેણે ભુવન બંધાવ્યા,(૨) પુન્યના નાખ્યા પાયા. ન૦

ભરપુર એક સકળ બ્રહ્મ ભાસે (૨) સંસય સર્વે સમાયા. ન૦
પાપનું નામ સુણી પાછાજ વળીઆ(૨) ધર્મના કામમાં ધાયા. ન૦
દુર્લભ કહે દીલ સુદ્ધ કરીને (૨) ગોવીંદના ગુણ ગાયા. ન૦

૪૭.

ભજન ગઢ બાંધો મારા ભાઈ,(૨) તમારી જમ સાથે લડાઈ. ભ૦
ધ્રુવે બાંધ્યો પ્રલ્હાદે બાંધ્યો, (૨) અંમરીષ મીરાંબાઈ. ભજન૦
એમજ સંત અનેકે બાંધ્યો, ભય પામ્યા નહી કાંઈ. ભજન૦
રામના નામનો કીલ્લો કરીને, ધર્મના કોઠા ચણાઈ. ભજન૦
જ્ઞાન વૈરાગ્યને ભક્તિ કરીને, સાન્તિની ખાઈ ખોદાઈ. ભજન૦
મનનું જીન શરીરને ઘોડે, (૨) સુરતા લગામ લગાઈ. ભજન૦
રામ નામ સમશેર પકડકર, (૨) શૂર વીર રણમાં જાઈ. ભજ૦
કહેત કબીરા સુનો ભાઈ સાધુ, જીતશું ત્યારે લડાઈ. ભજન૦

૪૮.

કીધી મુને ઘેલી ઓધા કીધી મુને ઘેલી,
કાનુડે કામણ ગારે કીધી મુને ઘેલી. (૨)
સાલુડાની સુદ્ધ ભુલી, ભાંગ પીધી લીલી. (૨)
સેંથાને ઠેકાણે મેંતો, ચોડી દીધી ટીલી.—કીધી મુને૦
જળ જમુનાના ગયાતા, માથે બેડું મેલી (૨)
મુખડાની માયા લાગી, નવસકુ મેલી. (૨) કીધી મુને૦

ઘરનો તો ધંધો ભુલી, સોળસે સાહેલી. (૨)
વનમાં વગાડી વ્હાલે, મોરલી રસીલી. (૨) કીધી મુને૦
આંખડીમાં બાણ માર્યાં, રદય લીધાં ચોરી.
ભલે મળ્યો શ્યામ એના, રંગે ગઈ રંગી. (૨) કીધી મુને૦
તન મન ધન એના, નામપર વારી. (૨)
મીઠાનો સ્વામી સામળીઓ, રંગ ગયો રેલી. કીધી મુને૦

૪૯.

આનંદ નંદી નાચત આવત ગણપતિ. (૨)
કૈલાસેથી શંકર આયે (૨) સંગ લઈ પાર્વતી. આનંદ નંદી૦
બ્રહ્મ લોકસે બ્રહ્માજી આયે (૨) સાથ લઈ સાવિત્રી. આનંદ નં૦
અજોધ્યાસે શ્રીરામજી આયે (૨) સંગ લઈ સીતાજી. આનંદ નં૦
ગોકુલસે શ્રીકૃષ્ણજી આયે (૨) સાથ લઈ રાધીકાજી. આનંદ નં૦
વૈકુંઠસે શ્રીનારાયણ આયે (૨) સંગ લઇ લક્ષ્મીજી. આનંદ નં૦
કહત કબીરા સુનો ભાઈ સાધુ (૨) પાપ રહી ન રતી. આનંદ નં૦

૫૦.

ધન્ય ગોપીજનરે પ્રેમપણે હદવાળી. (૨)
વસ કરી લીધા શ્રી વનમાળી, (૨) ધન્ય ગોપીજનરે૦
લોક કુટુંબની લાજ તજીને, (૨) બીરદ રાખ્યુ બીરદાળી. ધન્ય૦
માત પીતા સુત બાંધવ મેલ્યા, (૨) ખાવીંદ ન શક્યા ખાળી. ધ૦

વાંસલડીનો શબ્દ સુણનતાં (૨) તનની શુદ્ધ તાળી. ધન્ય૦
નફ્ટ લોકની હરકત ન ગણી (૨) બરકત નાખી બાળી. ધન્ય૦
લક્ષ્મીથી ઘણી મોટપ લીધી (૨) કુણ બીચારી કાળી. ધન્ય૦
કોટી ભૂવનના કરતા સાથે (૨) રાત દીવસ રંગતાળી. ધન્ય૦
વાહ વાહ રૂપીરાજે વૃજની (૨) ભક્તી અલૌકીક ભાળી. ધન્ય૦

૫૧.

ગોવીંદના ગુણ ગાશું રાણાજી અમે ગોવીંદના ગુણ ગાશું (૨)
ચરણા મૃતનો નીયમ હમારો (૨)નિત્ય ઉઠીને દરસન જાશું(૨)રા૦
રાણોજી રૂઠસે તો રાજ તજાવશે (૨)ભગવત રૂઠે મરી જાશું(૨)રા૦
વીષના પ્યાલા રાણાજીએ મોકલ્યા (૨)
અમૃત કરીને પી જાશું (૨) રા૦
રામના નામની ઝાંઝ બનાવી (૨) તેમાં બેશીને તરી જાશું(૨) રા૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ (૨)
ચરણ કમળ પર વારી જાશું (૨) રા૦

૫૨.

શ્યામ કારણ ભેખ લીધા રાણાજી મે તો શ્યામ
કારણ ભેખ લીધો (૨)
રમતો ને ભમતો વ્હાલો આવ્યો આંગણીએ (૨)
દાસી જાણીને દર્શન દીધાં (૨)

ગીરધર વીના મુને ઘડી નવ ગોઠે (૨)
હરી રસ ઘોળી ઘોળી પીધો (૨)—રાણાજી૦
ઇરે કામણ મારા કાનુડા એ કીધાં (૨)
નીજ સ્વરૂપમાં ખેંચી લીધાં (૨)—રાણાજી૦
બાઈ મીરાકહે પ્રભુ ગીરધર નાગુણ, (૨)
અજર અમર રસ પીધો(૨)—રાણાજી૦

૫૩.

મુઝાવે કાં મુને ભારી, જવાદે કૃષ્ણને દ્વારે (૨) ટેક.
ખલકના ખેલ છે ખોટા, જેવા પાણીના પરપોટા. (૨)
માથે ભય મોતનો ભારી, જવાદે કૃષ્ણને દ્વારે—મુઝાવે૦
સીખામણ માનીલો શાણા, ભરીલ્યો ભક્તીના નાણા. (૨)
ત્રીકમ વીણ કોઈ નહિ તારે, જવાદે કૃષ્ણને દ્વારે—મુઝાવે૦

૫૪.

કાયરનું નહીકામ ન્યારો ભાઈ પંથ હમારો. (૨)
પેટ કટારી પહેરીને પહેલેથી, (૨) સંચરવું સંગ્રામ—ન્યારોભા૦
ત્રણે ભુવનના સુખની તૃષ્ણા, (૨) હજાર વાર હરામ—ન્યારોભા૦
વીષયી જનને વેણ હમારા, (૨) દીધા જાણીએ ડામ—ન્યારોભા૦
સહેજ સમાધી શ્વાસોશ્વાસે, (૨) નાભીથી રટવું નામ—ન્યારોભા૦
અષ્ટ સિદ્ધી નવનીધી લાગે, (૨) ગંઠીચોર ગુલામ—ન્યારોભા૦

આ દુનિયામાં ડેરા કીધા પણ, (૨) માયા પાર મુકામ—ન્યારો૦
રૂષીરાજ આનંદ રહેનીત, (૨) જાતાં તન ધન ધામ—ન્યારોભા૦

૫૫.

મારી પ્રીતી પ્રાણ આધાર, તમસંગ લાગીરે. (૨)
મેતો અસત્ય જગની નાથ, અશા ત્યાગીરે (૨)—મારી૦
એક તમે તમારા જન તેમને પ્યારારે (૨)
મારા જીવ લડાથી નાથ, નરહો, ન્યારારે—મારી૦
પ્રભુ તમથી વીમુખ નરનાર પશુવત દીસેરે (૨)
તમવીના તે બીજે કયાંઈ મન નવરીજેરે.—મારી૦
પ્રભુ કલ્પતરૂ તમે શ્યામ સુંદર છો વ્હાલારે (૨)
ચિંતામણી ચતુર સુજાણ છો અલબેલારે—મારી૦
બીજુ તમવીણ સરવે સુન્ય સીંધુ ખારોરે (૨)
મારે પ્રેમાનંદનો નાથ ભરૂસો તમારોરે—મારી૦

૫૬.

જોમળે જોમળે જોમળેરે, રૂડો સંત સમાગમ જોમળે (૨)
ત્રીવીધી તાપ બુજે તેજ વેળા(૨)સીતળતા અંતરે ઢળેરે (૨) રૂ૦
રૂઢીયા નગરમાંથી સાવ ઉચારે(૨)તો અવગુણ સર્વેદૂરટળેરે(૨)રૂ૦
આતમ લક્ષ તણી અગ્નિમાં(૨)મોહનાં મુળ બધાં બળેરે(૨) રૂ૦
સાગર માંહી ભળે જેમ સરીતા(૨)ભગવંતમાં વૃત્તી ભળેરે (૨)રૂ૦

ધર્મ સનાતનમાં થાય દ્રઢતા(૨) તો વૈરાગ્યની અવધી વળેરે(૨)રૂ૦
ભક્તિ વીના બીજુ ભાન રહે નહી (૨)
તો જ્ઞાનહીમાળે મન ગળેરે. (૨) રૂ૦
રૂષી રાજ વારી સંતની સોબત (૨) જીવદશા જીવની ટળેરે(૨)રૂ૦

૫૭.

વારી વારી રે જાઉવારી મારા વ્હાલીડાના મુખલડા પરવારી (૨)
જે મુખડે મને એક પલકમાં (૨) ભવ જળ બુડતાં ઉગારી—મા૦
જે મુખડાના દરશન કરવા (૨) ત્યાગી થયા ત્રીપુરારી—મારા૦
દેખતામાં થાઉ હરખે દીવાની (૨) ઈંદ્રને જાણું ભીખારી—મા૦
વણ દીઠે ઘેલી તુર ફરૂ છું (૨) ધ્રુજું છું નેણ જલ ધારી—મારા૦
આરોગનું નથી ઔષધ જગતમાં(૨) નાડીન જાણે કોઈ મારી—મા૦
કોટીક વૈદ્ય ભલે મરો કુટી (૨) કોઈની ન લાગે એમાં કારી—મા૦
દુર્લભના દીલમાં પ્રભુ વસીયા (૨) મનના ચોર મુરારી—મારા૦

૫૮.

હવે કોણ જાય કાશી, ચિંન્તા ટળીરે લોલ. (૨)
મળ્યા વૈકુંઠના વાસી, વેળા વળીરે લોલ. (૨)
સીદ વાત રાખું છાની, ચિન્તા, મનેવાત લીધી માની—વેળા૦(૨)
કેફ કારમી ચઢી છે. ચિન્તા, ગાંઠ પ્રેમની પડી છે—વેળા૦ (૨)
અસલ વાત ઓળખાણી ચિન્તા, કીયા જનમની કમાણી—વે૦(૨)

ખલક સરજન હાર ખોઈયો ચિન્તા, હરખનો સમુદ્ર છોળ્યો—વે૦ ૨
જગત તણખલા શું જાણું ચિન્તા, મોક્ષ જીવતાં હું માણુ—વે૦(૨)
રૂષીરાજ રામરાજી ચિન્તા, દુરીજન બળે દાઝી—વેળા૦ (૨)

૫૯.

બીના કૃષ્ણ દર્શનકે શાન્તી નહી હય,
ઉધો જ્ઞાન ચર્ચા સુહાતી નહી હય૦ ટેક.
ક્યા તુમ સુનાતેહો નીર્ગુણ કહાની,
હમારે સમજ બીચ આતી નહી હય૦ બીના
બસે દીલકે અંદર મોહનકી મુરત,
ઘડીપલ કભી દુર જાતી નહી હય૦ ,,
નહી યોગ સાધનકી હમકો જરૂરત,
બીના પ્રેમકી બાત ભાતી નહી હય૦ ,,
જપે નામ માધવકા હમતો નીરંતર,
શ્રીહર નાથ દીલસે ભુલાતી નહી હય૦ ,,

૬૦.

વ્હાલાને વઢીને કહે જોરે, ઓધાજી મારા. ટેક (૨)
વ્હાલાને વઢીને કહે જો, વ્હાલાને વઢીને કહેજો (૨) વ્હાલાને૦
મથુરાના રાજા થયા છો, ગોવાળોને ભુલી ગયા છો. (૨)
કુબજાને વસ થીયા છોરે, ઓધાજી મારા. (૨)

અવાય તો તમે આવી જાજો, માત પીતાને ભેગા થાજો. (૨)
ગાયોને સંભાળી જાજોરે, ઓધાજી મારા. (૨)
વ્હાલાની સેવામાં રહીશું, જેમ કેશો તેમ કરશું. (૨)
કુબજાને પટરાણી કરશુંરે, ઓધાજી મારા. (૨)
કામણીઆતો અમને કીધાં, ચીત મારાં ચોરી લીધાં. (૨)
મીરાંના સ્વામીને કેજોરે, ઓધાજી મારા. (૨)

૬૧.

વિષય વાત મમ માત તજીને, કૃષ્ણ ભજન તું કરવાદે. (૨)
ધર્મ વૃત્તિએ ધરણી ધરનું, ધ્યાન હવે તું ધરવાદે. (૨)
અધમપણાને અલગ રાખીને, ભંડાર ભક્તીનો ભરવાદે. (૨)
નટવર નામનું નાવ મલ્યું છે, તો ભવસાગર તરવા દે. (૨)
નાસવંત નર નામ તજીને, અક્ષય વરને વરવા દે. (૨)

૬૨.

સાંભળ જો સીખામણ દઉં છું,(૨) મનની ખેતી કરજો જોને.(૨)
માનવ રૂપી જમીન પડતર, (૨) દેશે સોના પાક જોને. (૨)
હરી નામની વાડજ કરજો, (૨) લેસ નહિ નુકસાન જોને. (૨)
વાડ કરીને નીર્ભય રહેજો, (૨) યમ નવ મુકે, પાય જોને. (૨)
સો વરષે પણ એ ખેતરનો, (૨) પટાન પુરો થાય જોને. (૨)
ગુરૂ મંત્રનું બીજ વાવીને, (૨) ભક્તી રૂપી જલ સીંચજો જોને.(૨)

શ્રદ્ધાને ધીરજ રાખીને, (૨) અમુલખક્ ળને, લણજો જોને. (૨)
લણી લણી જેમ ફાવે તેમ કરજો,(૨)જાણી નીજનો માલ જોને.(૨)
રામકૃષ્ણ સ્વામી, આનંદ દરીયો (૨) પ્રેમે પ્રગટ થાય જોને.(૨)

૬૩.

મીલાદો સખી શ્યામ સુંદર, મોહે આજ. (૨)
રાત દીવસ મોહે, ચેનન આવે (૨)
ભુલ ગયે સબકાજ. (૨)—મીલાદો સખી૦
ખાન પાન પહેરણ ન સોહાવે (૨) બીન દેખે વૃજરાજ (૨) મી૦
જોગન બનકર બનબન ઢુંઢું (૨) છોડ જગતકી લાજ. (૨) મી૦
બ્રહ્માનંદ બીના હરી દરસન (૨) વૃથા મનુષ્ય અવતાર. (૨) મી૦

૬૪.

સોહાવે સખી મોહનકી મોયે બેન. (૨)
જમુના તટપર બન કુંજન મે, (૨) શ્યામ ચરાવત ધેન. (૨) સોહા૦
જબકી બંસીઆ શ્રવણ સુની મે, (૨)
કલન પડત દીન રૈન. (૨)—સોહાવે સખી૦
કીસ બીધ હરીકે દરસન પાવું (૨)
સફળ કરૂ નીજ નેન. (૨)—સોહાવે સખી૦
બહ્માનંદ ચરણકી ચેરી, (૨) સંતન કે સુખ દેન. (૨)—સોહા૦

૬૫.

ધન્ય દહાડો અનુપમ આજ છેરે,
મુને હરીજન, સંતનો મેળાપ છેરે—ધન્ય૦
સંત સદા સ્વરૂપ ગુલતાન છેરે,
જેને વિષય તે વીષના સમાન છેરે—ધન્ય૦
સંત ચરણ સદા સુખ દાયી છેરે,
એના દરશનથી પાવન થવાય છેરે—ધન્ય૦
સંત શાંત વૃતિને સુધીર છેરે,ઇંદ્રીમન જીતવામાં શુરવિર છેરે—ધ૦
સંત સર્વનું હીત કરનાર છે, એતો જગત તાર્યાના ઝાઝ છેરે—ધન્ય૦

૬૬.

વ્હાલો મારો ભક્ત તણે ઘેર જાય કે, સીળા સ્વભાવનારે લોલ. (૨)
વ્હાલો મારો તુલસીને પત્રે ધરાય કે,
ભુખ્યા હરી ભાવનારે લોલ. (૨)
આવે આવે લટકતી વૃજનારકે,
મેવા લાવે મીઠડારે લોલ. (૨) વ્હાલો૦
વ્હાલા મારા સંસારમાં એક સારકે,
જેણે હરી ઓળખ્યારે લોલ. (૨)વ્હાલો૦
મહેતા નરસીંહનો સ્વામી શામળી ઓક,
પ્રેમ રસ પીજીએરે લોલ. (૨) વ્હાલો૦

૬૭.

હુંતો હરજી જોવાને નીસરી, મારા ગુરૂજીએ દીધો ઉપદેશ.
વ્હાલાજીને નીરખવા૦
મેતો સીલસંતોષ કડલાં પહેરીઆં,
મારે ઝાંઝર પ્રેમ વૈરાગ્ય—વ્હાલાજીને૦
મેતો મર્મ ભેદીને કાજળ આંજીઆ,
પહેર્યાં તુરત સુરતનાં ચીર—વ્હાલાજીને૦
વ્હાલે વનમાં વગાડી રૂડી વાંસળી, મારા ઘરમાં રહ્યું નવજાય—વ્હા૦
મેતો સાવ સોનાનુ લીધુ બેડલું, છોડી ચાલી છું ઘરનુંરે કામ- વ્હા૦
વ્હાલો મારો સેરીએ સામા મળ્યા, હુંતોલળીલળીલાગુપાય—વ્હા૦
મેતો ચુંદડી ઓઢીરે પાકા રંગની, શેર આતમરામનો અંક—વ્હા૦
વ્હાલે પ્રેમ પદારથ આપીઆં, પુરીદાસ ગોપાળની આશ—વ્હા૦

૬૮.

ડુબ ડુબ ડુબ મન, રૂપ નિધીમાં ડુબ ડુબ. (૨)
તલ વીતલ પાતાલ શોધ, પામસે તુ પ્રેમ ધન. (૨)
કમર કસી શોધ શોધ (૨) હૃદય માંજ વૃંદ્રાવન—ડુબડુબ૦
જળ હળતી જ્ઞાન જ્યોત (૨) હૃદય મંદીરે સુહાવ. (૨)
સતત પ્રેમ જ્ઞાન ભક્તિ (૨) રસમીમાંતું માલમાલ—ડુબડુ૦
રૂમઝુમ રૂમઝુમ નાદ થાય (૨) ધ્યાન સુરતી માંજ જાય (૨)
નમી નમી ગુરૂ દેવ પાય (૨) કબીર લીન થાય થાય—ડુબ૦

૬૯.

સખી હરી મલવાને કાજ ચાલો જઇએરે (૨)
આ સર્વ ત્યાગી સંસાર સનમુખ રહીએ રે. ટેક.
સખી બહાર ભટકે કયાંઈ હાથ ન આવે રે (૨)
જે અંતર ખોજે આપતે નર પાવે રે—સખી૦
સખી દીલદરીઆની માંય ડુબકી મારોરે (૨)
જયાં હીરલો લાધે હાથ નિશ્ચય માનોરે—સખી૦
સખી આતમા ઈશ્વર એક અભેદ કરી જાણેરે (૨)
તે મોક્ષ ધામની માંય મોજે માણે રે—સખી૦
સખી આતમ જ્ઞાની હોય તે નર પુરારે (૨)
તે વીના તે બીજા કોઈ સર્વે અધુરા રે—સખી૦
સખી સુન્યમાં ઝળકે નુર નિસાના ફરકે રે (૨)
તે જોઇને આનંદ થાય મનડું હરખે રે—સખી૦
સખી જ્ઞાની સૌનો દાસ આતમ જ્ઞાની રે (૨)
તે સુન્યમાં લહેરો ખાય હરીનો ધ્યાની રે—સખી૦

૭૦.

ચંદ્ર જેસા મુખ મીરા તેરા, કયું નારાજ હય. (૨)
હાથી ઘોડા પાલખી ઓર, રાજ તાજ હય. (૨)
ચમન મે ખીલા બાગ ઓર, સુંદર બગીચા હય. (૨)

હીરા મોતી હાર ઓર, જો ચહીએ સો હય. (૨)
મીરા કહે સુન માજી, મુજે કુછન ખ્યાલ હય. (૨)
ગીરધર બીના ઈસ દેહકા, નીસ દીન બેહાલહય. (૨)
હીરાકી લગી જાલરો, સોનેકા મહેલ હય. (૨)
ગીરધર નહી જીસ મહેલમે, માયાકા ખેલ હય. (૨)
ફુલોકી સેજ છારહી, દાસી હજાર હય. (૨)
ગીરધર નહિ જીસ સેજમે, જલતી અંગાર હય. (૨)
માજી મેરા દીલ સદા, ગીરધરકી પાસ હય. (૨)
રાણાકે ધરકુ, જાને મેરા, દીલ નારાજ હય. (૨)
અખંડ સાદી મેરી હુઈ, ગીરધર ગોપાલસે. (૨)
તેત્રીસ કોટી દેવ સબ, આયે આકાશસે. (૨)
ગીરધરસે ફેરામે ફીરી, છુટી જંજાલસે. (૨)
નદીઆ મીલી સમુદ્રમે બડી ધમાલસે. (૨)
મીરાં કહે ગીરધર ગોપાળ, મેં જપું સદા. (૨)
અખંડ અમર ધામમે, મે રહુ સદા. (૨)

૭૧.

શીગતી થાસે હમારી, ઓદીના નાથ. શીગતી થાસે હમારી.(૨)
દશે ઈંદ્રીએ દોષ કમાયો વ્હાલા (૨)
કર્મ કીધાં છે અતી ભારી—ઓ દીનાનાથ૦

બેરે વાતોમાં મારૂં મન લલચાણું વ્હાલા (૨)
એક કંચન બીજી નારી—ઓ દીનાનાથ૦
મારૂં તારૂં કરતાં ગયો જનમારો વ્હાલા (૨)
ભક્તી ન થઈ તમારી—ઓ દીનાનાથ૦
દસે દીશામાં હું ફરી આવ્યો વ્હાલા (૨)
નથીરે ઉગરવાની બારી—ઓ દીનાનાથ૦
ભવરે સાગરમાં રોહીદાસ ડુબે વ્હાલા (૨)
રણછોડ રાય લેજો તારી—ઓ દીનાનાથ૦

૯૨.

હરી સાચા ધણીરે, તારી અજબ લીલા નીહાળું
જાગીને જોઉં તો જુદુ દેખું, ઉંઘમાં અટપટુ ભાળું
કાચી કાયામાં પોતે મહાલે, અંતરમાં દેતાળું—હરી સાચા૦
ચર્મ ચક્ષુએ જોવા જાઉં તો, કંઈ ધોળુ ને કંઈ કાળુ
અંતર દ્રષ્ટિએ અધીષ્ઠાને જોઉં, તો એક દીસે અજવાળું—હરી૦
બહાર જોઉં તો બજાર બેરંગી, અંદર રૂપ રઢીઆળું
બલીહારી હે માધવ મુરારી, શરણ તમારૂ એક સાચુ—હરી૦
તારી અકળ કળામાં મારી બુદ્ધિ ન પોંચે દયાળું
હરી પ્રસાદ હરી લેજે સંભાળી, કૃપા કરી હે કૃપાળું—હરી૦

૭૩.

અખીયાં હરી દર્સનકી પ્યાસી. (૨)
દેખ્યો ચાહત કમલ નયનકું, (૨) નિસદીન રહત ઉદાસી (૨) અ૦
આયે ઉધો ફીર ગયે આંગન, (૨) ડાર ગયે ગલફાંસી. (૨) અ૦
કેસરી તીલક મોતનકી માળા, (૨) વ્રંદાવનકે વાસી. (૨) અ૦
કાહુંકો મનકી કોઉ ન જાનત, (૨) લોકનકો મન હાંસી.(૨) આ૦
સુરદાસ પ્રભુ તુંમરે દર્શન બીન(૨) લીઓ કરવત કાસી (૨) આ૦

૭૪.

નહીરે વીસારૂં હરી અંતરમાંથી, નહીરે વીસારૂં હરી.-ટેક
જળ જમુનાના પાણીરે જાતાં, (૨) સીરપર મટુકી ધરી—અં૦
આવતાંને જાતાં મારગ વચ્ચે, (૨) અમુલખ વસ્તુ જડી—અં૦
મોર મુગટને કાને કુંડળ, (૨) મુખપર મોરલી ધરી—અંતર૦
પીળાં પીતાંબર જર કસી જામા (૨) કેસર આડ કરી—અંત૦
બાઈ મીરાં કહેપ્રભુ ગીરધરના ગુણ (૨) વીઠલ વરને વરી—અં૦

૭૫.

તું તો રામ સુમર જગ લડવાદે—ટેક.
કોરો કાગજ કાલી શાઈ (૨) લીખત પઢતવાકુ પઢવાદે—તુતો૦
હાથી ચલતહૈ અપની ચાલકુ (૨) કુતર ભુકતવાકુ ભુકવાદે—તુ૦
કહત કબીરા સુનો ભાઈ સાધુ (૨) નરક પચતવાકોપચવાદે—તુ૦

૭૬.

ભજન વીના ભવદુ:ખ નહી ભાગે (૨)
લગની જ્યારે હરી વરસુ લાગે. (૨)—ભજન૦
કેતન થકી વિષયા સુખ ત્યાગે (૨) ભ્રાન્તો જેના મનડાની ભાગે(૨)
જોગ જેને જીવનનો જાગે—ભજન વીના૦
મીરાંબાઈ એ મહામુક્તી માણી (૨) વિશ્વમાંહી સરવે વખાણી (૨)
સામળી આના સ્વરૂપમાં, સમાણી—ભજન વીના૦
સેવા માંહી સીવરી બની સારી(૨)મળ્યા ગુરૂ માતંગ અધીકારી(૨)
નમ્યા જેને જગના નરનારી—ભજન વીના૦
ભજન કરે તે હરીને ભાવે (૨) પુરણ પદ પોતે તે પાવે. (૨)
સંકટ થકી શ્રીપતિ છોડાવે—ભજન વીના૦
વિચારીને વેદ તણી વાણી (૨) પ્રભુને ભાવે ભજો પ્રાણી. (૨)
ગણપત કહે ઓળખોએ એધાણી—ભજન વીના૦

૭૭.

ભોળીરે ભરવાડણ હરીને વેચવા ચાલી, (૨)
સોળ સહસ્ર ગોપીના વહાલાને મટુકીમાં ઘાલી. (૨) ટેક. ભો૦
સેરીએ સેરીએ સાદજપાડે લ્યો કોઈ મોરારી. (૨)
અનાથોના નાથને વેચે આહીરની નારી. (૨) ભોળીરે૦
મટુકી ઉતારી તો માંહે મોરલી વાગી.
વૃજનારીને સહેજમાં જોતાં મુરછા આવી. (૨) ભોળીરે૦

ઇન્દ્રાદીક બ્રહ્માદીક દેવતા કૌતુક દેખે. (૨)
ગોપીના વહાલા નેરે સૌ કોઈ મટુકીમાં દેખે. (૨) ભોળીરે૦
વૃજનારીને ભાગ્યેરે પ્રગટ્યા અંતર જામી, (૨)
આહીરડાંને લાડ લડાવે મેંતા નરસીંહનો સ્વામી. (૨) ભોળીરે૦

૭૮.

મુકો મટુકી જાઉં નાસી મારા વહાલા,
જોરનવ કરીએ રેવ્રજવાસી. ટેક.
ક્યારના થયા છો પ્રભુ મારે માથે દાણી,
મેં તમારી સર્વે વાત જાણી મારા વહાલા. (૨) જોરનવ૦
ક્યારના થયા છો પ્રભુ નંદજીના છૈયા,
દાણ માટે દેખાડીશું ડૈયા મારા વહાલા. (૨) જોરનવ૦
કેડે કંદોરો પ્રભુ આમશું ડોલો,
મુખડુ સંભાળી વેણ બોલો મારા વહાલા. (૨) જોરનવ૦
શીદને રોકો છો પ્રભુ જમુનાજીનો આરો,
સોછે વાક હમારો મારા વહાલા. (૨) જોરનવ૦
નર સૈઈના સ્વામી તને વારંવાર વારૂ,
થોડુ બોલો તો ઘણું સારૂં મારા વહાલા. (૨) જોરનવ૦

૭૯.

રામ રટને તુંબડ ભાગી, રટતું રામ રામ રામ. ટેક.
હમણાં ફાલ્યો ફુલ્યો ફરે છે, સંસારીક સુખ માટે. (૨)

એક દીન એવો આવસે વીરા (૨) જવું પડસે વશમી વાટે–૨૮૦
નાસ વંત એ સુખ છે ખોટું (૨) અક્ષય સુખ છે સાચું. (૨)
માટે જગ જંઝાળ તજીને (૨) રામ નામ રટી લેને—રટતું૦
રામ રટીને આ જગમાંહી (૨) સાત્વીક કર્મો કરજે. (૨)
અહુંભાવ તજીને વીરા (૨) જગમાં તું વીચરજે—રટતું૦
સત સંગતમાં નિત્ય જઇને (૨) કૃષ્ણ નામ તું રટજે. (૨)
હરીદાસ તો એમ કહે છે (૨) અમર વરને વરજે—રટતું૦

૮૦.

શ્યામ તન શ્યામ મન, શ્યામહી હમારો ધન.
આઠો જામ ઉધો હમે, શ્યામહી સો કામ હૈ–ટેક.
શ્યામ હીયે શ્યામ જીયે, શ્યામ બિન નાહી કીયે
આંધેકી શીલાકરી, આધાર શ્યામ નામ હૈ–શ્યામ૦
શ્યામ ગતિ શ્યામ મતિ, શ્યામહી હૈ પ્રાણપતી
શ્યામ સુખદાઈ સો આનંદ, શોભા ધામ હૈ–શ્યામ૦
ઉધો તુમ ભયે ભોરે, પાતી લેકે આયે દોરે.
યોગ કહાં યહાં, રોમ રોમ શ્યામ હૈ–શ્યામ૦

૮૧.

રેમન રામસો કર પ્રીત—ટેક.
શ્રવણ ગોવીંદ ગુણ સુનો (૨) અરૂગાઊં રસના ગીત–રે મન૦

કર સાધુ સંગત સુમીર માધો (૨) હોય પતીત પુનીત–રે મન૦
કાલ વ્યાલ જ્યો ચરથોડોલે (૨) મુખ પસારે નીત–રે મન૦
કહે નાનક રામ ભજલે (૨) જાત અવસર બીત–રે મન૦

૮૨.

સમજ બુઝ દીલ ખોજ પીયારે,(૨)આસક હોકર સોના કયા–ટેક૦
જીન નૈનોસે નીંદ ભરાઈ (૨) તકીયા ઓર બીછોના કયા–સમ૦
લુખાસુકા ચામકા ટુકડા, (૨) ચીકના ઓર અલોના કયા–સ૦
કહુત કમાલ પ્રેમકા મારગ, (૨) શીશ દીયા ફીર રોના કયા–સ૦

૮૩.

સબસે પ્રેમ પદારથ મોટા (૨) જેનો અવર નહિ જોટા–સબસે૦
સૂરલોક, બ્રહ્મલોક, ગૌલોકથી પણ (૨) ઉંચો પ્રેમનો મોજો–સ૦
પ્રેમાંકુશની સહુપર અસ્તિ (૨) નિર્ણય એ નહિ ખોટા–સબસે૦
પ્રેમકે આગે **મોક્ષકો** પેંડો (૨) લાગત છોટા છોટા–સબસે૦
પ્રેમકે કારણ કૃષ્ણ કનૈયો (૨) ગોપી ચરણ રજ લોટ્યો–સબસે૦
પ્રેમ મધુપી છાકે તે ત્યાગે (૨) દ્વૈતનો ગડબડ ગોટા–સબસે૦
અમીધર યહ રસ પુરણ ભરીઓ (૨) તદપી પીનારનો ટોટા–સ૦

૮૪.

ઘુંઘટકા પટ ખોલરે, તોહે રામ મીલેગા (૨)
ઘટ ઘટ રમતા રામ રમૈયા(૨)કટુ બચન મત બોલરે(૨)તોહે–ઘું૦

રંગ મહુલમેં દીપ જળત હૈ (૨)
આસનસે મત ડોલરે (૨) તોહે-ઘુંઘુટ૦

કહુત કબીરા સુનો ભાઈ સાધુ (૨)
અનહદ બાજત ઢોલરે (૨)-ઘુંઘટ૦

૮૫.

ભજોરે ભૈયા ગોવીંદ કૃષ્ણ હરી (૨)-ટેક.
જપતપ સાધન કછુ નહી લાગત, (૨) ખરચત નહી ગઠરી-ભ૦
સંતતી સંપત સુખકે કારણ, (૨) જાસે ભુલ પરી-ભજોરે૦
કહુત કબીરા જયા મુખ રામ નહી, (૨) વો મુખ ધુલ પરી-ભ૦

૮૬.

ઈસ તન ધનકી કોન બડાઈ, (૨)
દેખત નૈનોમેં મીટીઆં મીલાઈ-ટેક.

અપને ખાતર મહેલ બનાયા, (૨)
આપહી જાકર જંગલ સોયા (૨)-ઇસ૦

હાડ જલે જૈસે લકડીકી મોલી, (૨)
બાલ જલે જૈસે ઘાસકી પોલી (૨)-ઇસ૦

કહુત કબીરા સુનો મેરે ગુનીઆ, (૨)
આપ મુવે પીછે ડુબ ગઈ દુનીયા-ઇસ૦

૮૭.

અતીરે આનંદ ભર્યા આવો મારે અંગે (૨)
સ્યામ સુંદર વર બેઠા છો સંગે. (૨)
મુખડું જોયા વિના પાણી નવ પીઉંરે (૨)
રસીક સુંદર વર જોઈ જોઈ જીવુંરે (૨)
રસીક સુંદર વરસું રઢલાગી(૨) જન્મોજન્મ કેરી ભાવટ ભાગી(૨)
અતીરે આનંદ ભર્યા નંદ ઘેર જઈ શું (૨)
દર્શન પામીને સુખીયારે થઈ શું (૨)
અમને ન રોકો અમારીરે માડી(૨)દર્શન કરવા જઈ શુંરે દહાડી(૨)
કોઈ કહે તેને કહેવારે દઈશું (૨) આપણ સરવે સાંભળી રહીશું (૨)
સગપણ તો સામળીઆનું સાચું (૨)
બીજું તો સરવે દીસે છે કાચુ (૨)
નંદના કુંવર તમે બહુ રંગ રસીયા (૨)
અમારે કારણ વ્હાલો વૃજમાંવસીઆ. (૨)
ઘણારે દિવસના વાયદારે વળીઆ (૨)
વલ્લભ પ્રભુ શ્રીગોવર્ધન મળીયા. (૨)

૮૮.

શ્યામ શું સુતો સોડ તાણી રે, તે તો મારી પીડન જાણી—શ્યામ૦
સમોવડ સમોવડ સુઈ રહા શું, દયાળુ છો જુગદીશ. (૨)
કીડીના ઊપર શું કુવાહલો (૨) મુજ રંક ઊપર શું રીસરે—તેં તો૦

વૃન્દાવન વૃક્ષ શીતળ છાયા ટટ યમુનાનાં નીર. (૨)
રાધાજી તારૂં નામ જપેનિત એવા પોઢા શ્યામ શરીરરે–તેં તો૦
માનીતીને કારણે લાવ્યા પારીજાતકનું ઝાડ. (૨)
નરસૈયાને હાર આપતાં, તુને શાનો ચડે છે પાડ–તેં તો મારી૦
ભકત પ્રલ્હાદની પ્રતીજ્ઞા પાળી, ગજની કીધી સહાય. (૨)
જરાસંધને મારી છોડાવ્યા, રાજા વીસ હજાર રે–તેં તો મારી૦
નંદ વસુદેવમોતે મરીગયા મુજરંક ઊપર શું ક્રોધ. (૨)
બેઉ કરજોડી ભણે નરસૈયો તમે જાગોને જાધવ જોધ રે–તેં તો૦

૮૯.

રામજી ભજનકો ચોગડીઓ, તને બાર બાર નહી મળશેરે. ટેક.
પ્રભુ ભજનકો ચોગડીઓ, તને બાર બાર નહી મળશેરે. (૨)રા૦
જબ માતાકી કુખ જનમીઓ, ઉંધે શીશ પુકારોરે. (૨)
ભીડ પડી ત્યારે પ્યારોરે લાગ્યો(૨) બહાર આય વીસાર્યોરે (૨)રા૦
ઉંચી મેડીને અજબ ઝરૂખા, ઉજડ જમડા કરશેરે. (૨)
પલંગ પાલખી ધર્યા રહેશે ભાઈ,(૨)તારીરોળામાંરડવડશેરે(૨)રા૦

૯૦.

રામ ભજનકું દીઆ, કમલ મુખ રામ ભજન કુદીઆ. (૨)
લખ ચોરાસી ફેરા ફીરકર (૨) સુંદર નરતનું પાયા. (૨)–કમ૦
ખાયા પીયા સુખમે સોયા (૨) ઈનમે કયારે કમાયા.(૨)–કમ૦

જે મુખ નીશદીન રામ નામ નહી (૨)

ઓ તુમ કછુ નહી કીયા. (૨)—કમ૦

કહત કબીરા સુનો ભાઈ સાધુ (૨)આયા એસા ગયા.(૨)—કમ૦

૯૧.

જીનોને મન મારલીઆ (૨) મે તો ઉન સંતોકા દાસ. ટેક. જી૦

આપા માર જગત મે બેઠે, નહિ કીસીસે કામ. (૨)

ઉન મેતો કછુ અંતર નાહી (૨) સંત કહો ચહાયે રામ.(૨)જી૦

મન મારા તન બીસર ગયા ને વીકાર ગયે સબદુર. (૨)

બાહીર તો કછુ સુજત નાહી (૨) ભીતર ઝળકે નુર. (૨) જી૦

પ્યાલા પીલીયા નામકા, જીને છોડ્યા જગતકા મોહ. (૨)

એસા સદગુરૂ યા મીલે તો (૨) સેહજે મુકતી હોય. (૨) જી૦

નરસીંહજી કે સદગુરૂ સ્વામી, દીયા અમીરસ પાય. (૨)

એક બુંદ સાગરમે મીલ ગયે (૨) કહા કરે જમરાય. (૨)—જી૦

૯૨.

નિર્મળ ભક્તી પદારથ સાચુંરે (૨) માયાનું લારૂં સર્વે કાચું. ટેક.

અતી ઉદાર સમાગમ સંતનો (૨)

પ્યારા અધ્યાત્મ મે મનરાચુરે. (૨)—નિર્મળ૦

સંસાર સાર સ્વપ્ન વત જાણો (૨)

પ્યારા કરો કલ્પના કાચુરે (૨)—નિર્મળ૦

તન મન ધન પ્યારા શ્યામને સમરપો (૨)
પ્યારા નીજ મંદીર મે નાચુરે. (૨)—નિર્મળ૦
જા મુખસે હરી નામ નહી નિકસો (૨)
પ્યારા જાણો દાદુર કેરો ડાચોરે. (૨)—નિર્મળ૦
દાસ દ્વારકા ભક્તિ ભુધરની (૨)
પ્યારા જન્મો જન્મ ભક્તિ જાચુરે. (૨)—નિર્મળ૦

૯૩.

કલકી ફીકર મત કરો સાધું તુમ કલકી ફીકર મતકરો. (૨)
પલકી ફીકર મતકરો હરીજન, પલકી ફીકર મતકરો. ટેક.
જ્યુંહી પંછી સબ ઉડત ગગનમેં (૨) તુંહી મસ્ત બસ ફીરો—હરી૦
ભસ્મ કરો બસ ભુત ભવીષ્યકો (૨) વર્તમાનમેં ઠરો—હરીજન૦
સુપન જગત હૈ એક રેનકો(૨) સુપનેસે કયા ડરો—હરીજન૦
અસલ ખુમારી ભરી નસોનસ (૨) જીવીત મોતસે મરો—હરી૦
મગર મીન ખેલત સાગરમેં, (૨) યું ભવસાગર તરો—હરીજન૦

૯૪.

કાળજાની વાતંકોને કહીએ ગોવાળીએ ઘેલા કીધારે. (૨) ટેક.
ચીતલડાં ચોરીઆંને કાળજડાં કોરીઆં. (૨)
હાંરે એના વીયોગે રોઈ રોઈ રહીએ. (૨) ગોવાળીએ૦
વગર વાંકે શીદ કીધાં વશીકરણ. (૨)

હાંરે ઓલા નંદ જશોદાના છઇએ. (૨) ગોવાળીએ૦
ઉંઘલડીન આવે ન ભાવે ભોજનીયાં. (૨)
હાંરે નથી બાકી રાખ્યું નીરદઇએ. (૨) ગોવાળીએ૦
આંધળા ભીંતકરી નાખ્યા આહીરડે. (૨)
હાંરે સખીઝાઝુ કહેતાં લાજ લાગે. (૨) ગોવાળીએ૦
રંગીલો નાથ રૂપીરાજ કહે રૂપાળો. (૨)
હાંરે એને ન્યાળી ન્યાળીને ન્યાલ થઇએ. (૨) ગોવાળીએ૦

૯૫.

વ્હાલીડા ચઢજો વારે રે બળવંતા બેલી. (૨)
કપાશે બંધન કયારે રે—બળવંતા બેલી.
વ્હાલાજી મારા નથી આવેળા કોઇ મારૂ (૨)
છે શરણું એક તમારૂં રે—બળવંતા બેલી.
વ્હાલાજી મારા વડાઇ આપની વીચારો (૨)
અપરાધ ન જોશો મારો રે—બળવંતા બેલી.
વ્હાલાજી મારા સગપણ તમારૂં એક સાચું (૨)
બીજુ તો સરવે કાચું રે—બળવંતા બેલી.
વ્હાલાજી મારા પીતા તમેને તમે માતા. (૨)
ભુધરજી મારા ભ્રાતા રે—બળવંતા બેલી. (૨)
વ્હાલાજી મારા તમે છો દીન કેરા બંધુ (૨)

શામળીઆ ગુણના સીંધુ રે—બળવંતા બેલી.
વ્હાલાજી મારા નબળી વેળાના છો નાણું (૨)
જગ સરવે મીથ્યા જાણું રે—બળવંતા બેલી.
શરણાગત કેરી સંભાળ સ્વામી છો લેનારા (૨)
રૂપીરાજ રૂદે રહેનારા રે—બળવંતા બેલી.

૯૬.

શું કહું શું કહું અલખ મહારાજ વાતો તારી રે, (૨)
ઘણુ અચરજ પામી આજ બુદ્ધિ મારી રે. (૨)–ટેક.

તું તો રમી રહ્યો સોમાંય સૌથી ન્યારો રે, (૨)
ના જાણે તારો કોઈ ભેદ અપારો રે. (૨)–શું કહું૦

મેતો ઘટપટ પરગટ આજ તુજને દીઠો રે, (૨)
તારો છલબલ લાગે શ્યામ મુજને મીઠો રે. (૨)–શું કહું૦

તું અદ્દભુત રૂપ અનંત આદી અનાદી રે, (૨)
તુ નીરલેપ નિશ્ચય રૂપ નિરાકારી રે. (૨)–શું કહું૦

તું પ્રેમ ધામની માંય મોજે માણે રે, (૨)
તુને જ્ઞાની પ્રેમી કોઈ વીરલા જાણે રે. (૨)–શું કહું૦

દાસ જ્ઞાની કહે છે વાત સાચી માનો રે, (૨)
મારો હરી વસે મુજમાંય રહે છે છાનો રે. (૨)–શું કહું૦

૯૭.

કૃષ્ણ તે કામ ધેનું દુજે અમારે, નિત્ય અમૃત રસ પીજેરે. (૨
નિત્ય અમૃત રસ પીજે હો રસીઆ,
નિત્ય અમૃત રસ પીજે રે. (૨)–કૃષ્ણ તે૦
ખાણ ખરચને ચારો ન માગે, એનો દોનારો દુઃખીયોન થાયે રે (૨
સર્વકામના પુર્ણ કરે જે, અંતરમાં શ્યામને રાખો રે. (૨)–કૃષ્ણ૦
વલ્લભના સ્વામી પ્રભુ રસીક સીરોમણી,
ભવના બંધન કાપો રે–કૃષ્ણ૦

૯૮.

બીજુ કાંઈ ન વળેરે (૨) ભજી લેને પ્રભુને બીજુ કાંઈન વળેરે૦
જાણ્યા નહી તે સારંગ પાણી, સંસારમાં શું મતી મુઝાણી.
જાણીલે જુગદીશને તો, તર્ત તરે રે. (૨) ભજીલેને૦
મનુષ્યા દેહ વારે વારે ન આવે, માટે ભજીલેને પ્રભુભાવે.
ચેતીલે તે માટે જેથી કાર્ય સરે રે. (૨)–ભજીલેને૦
રામ નામની લહેર ન જાણી, ઉલટી ઉમર એળે ગુમાવી.
લખી રામ કહે ભાવે ભજો, ભગવાનને રે (૨)–ભજીલેને૦

૯૯.

સુંદીર શામળીઆ, નામ જપીસ નીત તારૂં. (૨)
મનહર ના મળીઆ, કાશી કરવત ધારૂં. (૨)–સુંદીર૦

શ્યામળા શણગાર તમારા (૨) કાળજું હરયું કામણગારા. (૨)
વિનવે કરગરી દીનદારા (૨) દર્શન દયો દીનાનાથ તમારા. (૨)
કયાં હું કહું દુઃખ મારૂં. (૨)—સુંદીર૦
આરસ પારસ નહીં વારસ નીહાળુ (૨) મમ રૂદયે તમવાટ નીહાળું. (૨)
વીસરૂં નહીં કદી નામ તમારૂં (૨) જઈ હીમાલય ગાત્ર હુંગાળું (૨)
સાક્ષી દેવ દયાળુ. (૨)—સુંદીર૦

૧૦૮.

જપ જપરે મનવા અજંપા જાપ, જુએ,
જાપ થકીરે તારા ત્રણે તાપ—જપ૦
નવ આવે જીભ લડીને, જરીએ જોર (૨)
કામક્રોધ બળી જાય ચાવા ગોર—જપ૦
નવ જોઈએ બહામેકે સોના દામ (૨)
વળી અંતરમાં વરતે આરામ—જપ૦
શાખ હરતાંને ફરતાં અખંડતાર (૨)
સહેજે આવસે ભવ દરીયાનો પાર—જપ૦
સાધનનું નથી કોઈ કામ (૨)
આમાં લાખ સાધન કેરાં આવ્યાં નામ—જપ૦
જેમ દરિયામાં નવસે નવાણું ગંગ (૨)
જેમ ચિંતામણી માંહે સર્વે નંગ—જપ૦

એમ ચાર અઢારનું તત્વ આજ (૨)
પરમારથ કહે પદરૂપી રાજ—જ૫૦

૧૦૧.

મે નટુકી નામકી પ્યારસી, નીરખુ મારા નટકું. (૨). ટેક.
એક પલકમાં પાંચને પકડું, સીધે માર્ગે છટકું. (૨)
કામક્રોધને ગરદન મારૂં (૨) પ્રેમના બાણે પટકું. (૨)
નાચ નાચુ મારા નાથના આગળ જુગતે ઝામાઝટકું—મેન૦
દહી વેચનકું મેચાલી શીરપર મહીનું મટકું. (૨)
સ્હામો મળ્યોઓ મોહન મોરલીવાળો (૨) પાય લાગુ મુગટકું—મે૦
મહીમાખણમા હું રહીવાલા, હવે નહી અટકું. (૨)
કહે રવીદાસ ભાણ પ્રતાપે (૨) મં ચોરાસી ન ભટકું—મેન૦

૧૦૨.

શ્રી ગોવિંદ કૃષ્ણ મોરારી (૨) કરો સ્હાય હે ગીરધારી. (૨)
તારૂ રૂપ આનંદકારી (૨) તારા નામની બલીહારી. (૨)
શ્રી રામ રમા પતી રાખો શરણમાં (૨)
કૃષ્ણ કૃપાજલ રેડો કરણમાં. (૨)
હે પતીત પાવનકારી (૨) તારા નામની બલીહારી. (૨)—શ્રી૦
શ્રીકૃષ્ણ કૃપાનીધી કરૂણાકારી (૨)
નીર્ગુણ સગુણ સનાતન ધારી. (૨)

હે નાથ ભક્ત હીતકારી (૨) તારા નામની બલીહારી-શ્રી૦
શ્રી વિષ્ણુ વ્યાપક જડ ચૈતન્યમાં (૨)
પૃથ્વી પહાડને વન ઉપવનમાં. (૨)
હે નીર્લેપ અખીલ વીહારી(૨)તારા નામની બલીહારી.(૨)-શ્રી૦
શ્રી પદ્મનાભ પુરષોતમ સ્વામી (૨)
ઉગાર્યા તમે બહુ ખળકામી. (૨)
હે નાથ અતી ઉપકારી (૨) તારા નામની બલીહારી. (૨)-શ્રી૦

૧૦૩.

આનંદકા ઘર પાયો જગતમેં આનંદકા ઘર પાયો. (૨)
જબહી કૃપા ભઇ સદગુરૂ કી, (૨)
અનહદ નીશાન બજાયો. (૨)-જગતમેં૦
કામ ક્રોધકી ફોડી ગગરીયાં, (૨)
લોભકુ ગરદન માર્યો. (૨)-જગતમેં૦
જહાં નહી સુરજ જહાં નહી રજની, (૨)
વહાં મોહે લાડ લડાયો. (૨)-જગતમેં૦
તજી હદઘર બે હદઘર પાયો, (૨)
ગગન મંડળ મઠ છાયો. (૨)-જગતમેં૦
કહેત કબીરા પીયાજીકે પ્યારે, (૨)
પીયું પીયું મન ભાયો. (૨)-જગતમેં૦

## ૧૦૪.

ગાફીલ મત રહેના બેટા, શીરપર જમ મારેગા સોટા. (૨) ટેક.
લખ ચોરાસી ફેરા ફીરકે, અવિચલ નરતનું પાયા.
દો દીન ગયે સટરફ્ટરમે, ફીર ચોર્યાશી આયા—ગાફીલ૦
ચાર પહોરકા લેના દેના, ચાર નીંદમે ખોયા (૨)
આઠ પહોર યું ગુસડ ગયે, મુદ્દલમે આયા ટોટા. (૨) ગાફીલ૦
કોડી કોડી માયા જોડી, લોક કહત હે મોટા. (૨)
જાન ગઈ જગ દેખત બેટા, સાથ નહીં લંગોટા. (૨) ગાફીલ૦
દેશ દેશકે વેદ બુલાયે, બનાઇ જડીબુટ્ટી. (૨)
નારાયણ ઘરકી ચીઠી આઇ, ચલા લંગોટા છોડી. (૨) ગાફીલ૦
કહેત કબીરા સુનો ભાઇ સાધુ બાર બાર નહી આવે. (૨) ગા૦
ઈસ દુનીઆકા સોદા કરલે, જન્મ મરણ સબ જાવે ગાફીલ૦

## ૧૦૫.

જો તુમ તોડો પ્રીયામેં નહી તોડું. (૨)
તોરી પ્રીત તોડી કૃષ્ણ, કોણ સંગ જોડું. (૨) જો તુમ૦
તુમ ભયે તરૂવર, મેં ભયી પંખીયા. (૨)
તુમ ભયે સરોવર, મેં તેરી મછીયા. (૨) જો તુમ૦
તુમ ભયે ગીરીવર, મેં ભઇ ચારા. (૨)
તુમ ભયે ચંદા પ્રભુ, મેં ભઇ ચકોરા. (૨) જો તુમ૦

તુમ ભયે મોતી પ્રભુ, મેં ભયા ધાગા. (૨)
તુમ ભયે સોના પ્રભુ, મેં ભઇ રવાંગા. (૨) જો તુમ૦
મીરાં કહે પ્રભુ વૃજકે વાંસી. (૨)
તુમ મેરા ઠાકુર પ્રભુ, મેં તેરી દાસી. (૨) જો તુમ૦

૧૦૬.

ગુરૂવીના જ્ઞાન નવ થાએ ખરો દેવ નહી દેખાયે (૨)
અજ્ઞાની ગોથાં ખાએ (૨) જ્યાં ત્યાં જઈ અથડાએ (૨)–ગુરૂ૦
કોઈ દેવળમાં દોડે છે (૨) કોઈ તીરથમાં ખોળે છે, (૨)
કોઈ યમ નીયમ પાળે છે (૨) તે શ્રમ સૌ ફોગટ જાયે–ખરો૦
અંતર દૃષ્ટી જો થાશે (૨) ખોટામાં ખરૂં દેખાશે (૨)
પણ ખોટું ખરામાં ન ભાસે (૨) સદગુરૂ કૃપા ના થાયે–ખરો૦
પ્રગટાવી જ્ઞાનનો દીવો (૨) ખરો દેવ ઓળખી લેવો (૨)
પછી જ્યાં ત્યાં તેને જોવો (૨) તે વીના ચોરાસીના છુટે–ખરો૦
હૃદયસ્થ પ્રભુ તે ખરો છે (૨) તે સર્વમાં વ્યાપી રહ્યો છે.
તે જેની તેની પાસે છે (૨) પણ તેને કોઇના ધ્યાવે–ખરોદેવ૦

૧૦૭.

અધરથી ઉતરેલો આ પીઓ કોઈ રામ રસ પ્યાલો,
સદાશીવે પીધેલો આ પીઓ કોઈ પ્રેમ રસ પ્યાલો.

## સાખી.

ખીલ્યાં કમલ કાળજે, ભક્તી બીજ અંકુર, (૨)
હૃદય યંત્રમાં પીલતાં, પ્રગટે હરીનું નુર. (૨)
અમૃત ઝરણાં ઝરે જેમાં, રસો મીઠાં ઠરે તેમાં (૨)
જીવનનો સાર છે એમાં, પીયો કોઈ રામરસ પ્યાલો (૨) અધર૦

## સાખી.

તુ જોગી હોકે ગ્રહુસ્થી જન, પણ પ્રેમકુ જમાં આવ. (૨)
અજબ યોગને શોધીએ, સુઝી મોક્ષનો સાજ. (૨)
ગજબ ભક્તી ભરેલો આ, પીઓ કોઈ રામરસ પ્યાલો. (૨)
જીવને શીવરૂપ કરનારો, પીઓ કોઈ રામરસ પ્યાલો (૨)આ૦

## સાખી.

ભૂલાવે સંસારને ભૂલાવે વહેવાર (૨)
આપે ભૂલી આપને થઈ જાય એક તાર (૨)
અંતર શીતલ કરનારો, ભકતોનાં દુઃખ હરનારો (૨)
અખંડ શાન્તી દેનારો, પીવો કોઈ રામરસ પ્યાલો (૨) અધર૦
ગુરૂના જ્ઞાનથી ભરપુર પ્રભુના પ્રેમથી ચકચુર (૨)
દિવ્ય દ્રષ્ટી આપનારો પીવો કોઈ રામ રસ પ્યાલો (૨) અધ૦

૧૦૮.

ઘટહીમે અવીનાશી સાંધો, ઘટહીમેં અવીનાશી રે (૨)
કાહેરે નર મથુરા જાવે, કાહે જાવે કાશીરે (૨)
તેરે ઘટમે બસે નીરંજન, જો વૈકુંઠ વીલાસી રે. (૨) ઘટહીમે૦
નહી પાતાલ નહી સ્વર્ગ લોકમે, નહી સાગર જળ રાશી રે (૨)
જો જન સુમરન કરે નીરંતર, સદા રહે તીન પાસી રે (૨) ઘટ૦
જો તું ઉસકો દેખા ચાહે, સબસે રહે ઉદાસી રે (૨)
બેઠ એકાન્ત ધ્યાન નીતકીજે, હોય જોત પ્રકાસી રે (૨) ઘટ૦
હીરદમે જબ દર્શન હોવે, સકળ મોહ તમ નાશી રે (૨)
બ્રહ્માનંદ મોક્ષપદ પાવે, કટે જનમકી ફાંસી રે (૨) ઘટહીમે૦

૧૦૯.

ભજોને ભગવાનને પછી દીલમાં થાશે ઓરતો
કરશો કુડાં કામ વાલીડાની વસ્તુ નથી ઓર તોરેજી.
જીભલડી જુઠાં બોલશે તેને વશ કરીને વારજો.
જે નાંરે પડે કામ, તેને સવાયાં સંભાર જોરે—ભજોને૦
જ્યારે બુઢાપણ આવશે ત્યારે સારાં ભોજન ભાવશે.
કાળા મટીકેશ માથે ધોળા ફરી આવશેજી—ભજોને૦
જાવું એકાએકને સાથે લેજો સદાશીવને,
સ્મરણ કરો શ્યામનું ધોખો નહી થાય તારા જીવનેરેજી.

સ્મરણ કરો શ્યામનું ટાઢું થાયજો તારા તનમાં.
મુળદાસ કહે મહારાજ મોહન રહે જો મારા મનમાંરેજી.

૧૧૦.

હરી હરી છાંડકે દુસરી ન કીજે બાત. (૨)
એક એક ઘડી કરોડનકી જાત હય.—હરી હરી૦
ઘડી પલ દીન ખોય ફેર ન આવે સોય, (૨)
ક્ષણ ભંગુર દેહતામે, મરણ જેસી, ઘાત હય.–હરી હરી૦
હરીકો સંભાળતુ, બકવો બીસાર ડાર. (૨)
તજ અમૃત વીશ કાયકુ તું ખાત હય.—હરી હરી૦
કહત હરીદાસ, રાખ વીશ્વાસ. (૨)
એક એક પલમેં પ્રાણ, નીકશ નીકશ જાત હય.—હરી૦

૧૧૧.

જય જય રામ જય જય હરી, (૨) સદગુરૂ રાયે કૃપા કરી (૨)
હરી ભજવાની આવી ઘડી,(૨)જન્મ મરણની રેંટજ ટળી–જય૦
મનુષ્યા દેહ નહી આવે ફરી, (૨) માટે ભજીલ્યો ભાવે હરી–જય૦
રાતે નીંદ્રા દહાડે કામ, (૨) ક્યારે ભજશો સીતારામ–જય જય૦
સીતારામ સીતારામ ભજ પ્યારે, (૨) નહી જનમ વારંવારે–જય૦
સતસંગને તો મુકશો નહી, (૨) સતસંગતો છે મોક્ષ સીડી–જય૦
હરી ભજવાનો આવ્યો દાવ, (૨) હરી ભજીને લ્યોને લ્હાવ–જય૦

હવે આ મનથી નીશ્ચય કરી, (૨) બુદ્ધીનેતો અચળ કરી-જય૦
પ્રભુ સ્વરૂપમાં લીન કરી, (૨) દેહ અભીમાનને દુર કરી-જય૦
પરમ પદની પ્રાપ્તી કરી,(૨) અવીનાશીતો ઓળખો હરી-જય૦

૧૧૨.

મને વૈદ્ય મળ્યારે ગુરૂદેવ, ગોળીરે આપી જ્ઞાનની. (૨)
પંચ વિષયનો રોગ ભારે, ને બગાડ્યાં સર્વ શરીર. (૨)
ગુરૂ મળ્યારે પરમાર થીરે, નાડી જોઇને કર્યો નીસ્તાર-ગોળી૦
રામનામના તે નસ્તર મુકીઆ, ને માથે ઓસડ વાટ્યાંરે વૈરાગ્ય(૨)
કરી પળાવી રાત દીવસનીરે, દુજોહાગન લાગે લગાર-ગોળી૦
અજ્ઞાનનું આવરણ ટળ્યુંને કાંઈ, ભાસ્યો છે બ્રહ્મ વીલાસ. (૨)
જીવપણુંતો મટી ગયુંરે, એતો પોતે શીવ પ્રકાશ-ગોળી૦
કર જોડી મીરાં કર ગરેરે, મારી બુડતાં પકડજોબાંય. (૨)
બુડતા પકડજો બાંય મારા નોધારાના આધાર-ગોળી૦

૧૧૩.

ન સમજું સ્વામી શી રીતે, ચરણ સેવા બજાવું હું.
ન એવી કોઈ વસ્તુ જે, પ્રભુ તમને રીઝાવું હું.
તમે છો પૂર્ણ વ્યાપક બ્રહ્મ, અનંતાનંત બ્રહ્માંડે.
કયું સ્થલ ખાલી છે તમથી, કે જ્યાં સ્વામી બોલાવું હું.
સદા નિર્મળ નીરંજનને, વળી નીરવાસની નીરલેપ.

પછી જલ સ્નાન ચંદન ધુપ, ક્યાં પુષ્પો ચડાવું હું.
સકળ સૌંદર્યના આધાર, અને શૃંગાર સૃષ્ટિના.
કયાં શૃંગાર વસ્ત્રો એ, દીગંબરને વીટાળું હું.
સ્વયંભુતાતના તેજે, તપે રવી ચંદ્રને તારા.
મહા જ્યોતી દીપકની જ્યાં, પતંગ જ્યોતી લગાવું શું.
સુમન ભાવે સુમન પુજા, સુમન સહ તન કરૂં અર્પણ.
છો અંતરયામી અંતરના, પછી તમને બતાવુ શું.

૧૧૪.

આજ મોરો ભાગ્ય જાગ્યો, ભલો ઉગ્યો ભાણ હરી હરી. (૨)
સંત આવ્યા આંગણે, હરી જન આવ્યા આંગણે
મારે ચુક્યુ જમનું દાનજી.
સંત આવ્યાને આનંદ છાયો, મારે આંગણે ધમ સાણજી. (૨)
જ્ઞાન ગોળા ઉડણ લાગે, ટુટ ગઈ કુળ ખાણજી—આજ૦
શબ્દ સુણીઆ ને ભલા બની આ, આવી ગયુ શીતળજી. (૨)
તેજ મય દેદાર દેખ્યા, તાણી મારયા તીરજી—આજ૦
ઉલટ પેઢીને અધર બેઠી, જાકી પડ ગઈ જાણ હરી હરી. (૨)
કરમ ભરમ વીકાર ભાગ્યા, કયા કરૂ વખાણજી—આજ૦
ક્યાંથી આવ્યાને ક્યાં જાવના, જાકી કરી લ્યો જાણ હરી હરી. (૨)
ગુરૂ પ્રતાપે સમરથ બોલ્યા, બેઠી મોજે માણોજી—આજ૦

## ૧૧૫.

પેલો શ્રીહરી મોરલી બજાવે, સખી કોઈ સાંભળોરે. (૨)
ગાયોની વચમાં ઉભો ગોવાલીઓ. (૨)
મોરલી મોહ પમાડે—સખી૰
ગગન મંડલમાં ગાજી રહ્યો ભાઈ (૨)
સુતેલી સખીઓ જગાડે—સખી૰
સંગની સાહેલીઓ કેમ નથી સુણતી. (૨)
બેરી થઇને બગાડે—સખી૰
એ મોરલીનો નાદ નથી નાનો. (૨)
એ તો ગાજી રહ્યો, ઝાડ પાહડે—સખી૰
ત્રણ કાણાની વાલે મોરલી બજાવી. (૨)
એ તો ત્રૈલોકનું ભાન ભૂલાવે—સખી૰

## ૧૧૬.

કે ઓધવ માધવને મળીએ. (૨)
ચાલોરે જઈ હીમાળે, ગળીએ—કે ઓધવ૰
દશે દીશ બાવળી આ વાવ્યા. (૨)
એવીરે રૂડી કાન તણી માયા—કે ઓધવ૰
જનમના તો જોગીડા, થઇએ. (૨)
વીણા તાલ હાથમાં, લઈ ફરીએ—કે ઓધવ૰

વહાલા તારી પ્રીત લડી, જાણી. (૨)
હવે હું તો નહીરે, પાઉં પાણી—કે ઓધવ૦
મંદીરીઆમાં દીવલડો મેલ્યો. (૨)
જોતીરે હું તો વહાલા તણી વાટો—કે ઓધવ૦
વાટ કડીમાં ગાવલડી, દોહતાં. (૨)
ઉભાં ઉભાં ધુસકડે, રોતાં—કે ઓધવ૦
મળ્યારે મહેતા નરસીંહનો સ્વામી. (૨)
ગોપીઓ તો મહા સુખ પામી—કે ઓધવ૦

૧૧૭.

જેને રામ તણો નહીરંગ, તેનો કદી ન કરીએ સંગ. ટેક. (૨)
ભરત શત્રુધન તજી જનેતા, પ્રલ્હાદ તજીઆ તાત. (૨)
નરસીંહ મહેતા એ માંડલીક તજીઆ(૨)આપ્યો હારમધરાત–જે.
પાંડવોએ કૌરવ તજીઆ, રાજ છોડીને ચાલ્યાવંન. (૨)
મીરાંબાઇએ રાણાજી તજીઆ (૨) માલાને ધરીરે મન–જેને૦
વિભીષણે બંધવ તજીઆ, રામને રાખીમન. (૨)
ગુરૂપ્રતાપે ગાયે મીરાબાઈ (૨) ધન્યધન્ય હરી જન.

૧૧૮.

જાઓ જાઓ રે કપટી કાનારે, તમ સાથ કોણ બોલે. (૨)
જળ ભરવા ગઈ જમનાજી, સારી રેન ગઈ ઉજગરી.
મારી મોતન માળા તોડી રે—તમસાથ૦

વૃંદાવનમાં રાસ રમાડ્યા હવે, દુઃખ કેટલાં સહીએ.
ઓધા જઈ કહે જો કાનાને રે—તમસાથ૦
તમે દીલમાં રાખો દગા, તમે છો ધણાના સગા.
અમને એકલડાં મેલ્યાં રે—તમસાથ૦
ગોપી અરજ કરે છે રોઈ, અમારૂં વચન સુણીલ્યો સોઈ.
મીરાના સ્વામી રસીઆ રે—તમસાથ૦

૧૧૯.

દવ લાગ્યો ડુંગરીએ ગુરૂ કેમ કરીએ,
કેમ કરીએ ગુરૂ કયાં વસીએ—દવ૦
આની તીરે ગંગા વહાલા પેલી તીરે જુમના (૨)
વચમાં બેસીને અમે નીત નહીએ—દવ૦
હાલવા જઇએ તો વ્હાલા, હાલી નવ શકીએ. (૨)
બેશી રહીએ તો અમે બળી મરીએ—દવ૦
આરે વૃતીનું વહાલા નથી ઠેકાણું (૨)
પ્રવૃતીને પાસે અમે ઉડી ફરીએ—દવ૦
સંસાર સાગર વ્હાલા, મોહજળ ભરીયો. (૨)
બાંહ્ય ઝાલો, નીકર ડુબી મરીએ—દવ૦
બાઈ મીરા કહે પ્રભુ ગીરધરના ગુણ (૨)
ગુરૂજી તારે તો અમે સહેજ તરીએ—દવ૦

૧૨૦.

મારા વૈદ્ય નારાયણ નાથ, નાડી તમે હાથ રાખજો રે (૨)
ગોળીરે ગોવીંદ નામ તમારૂં, શરણ પુરૂષોતમ સાચું તમારૂં (૨)
કંઠી કમળાપતી નાથ, ચરણામૃત આપજો રે–મારા૦
કોટી કલ્પના ત્રીવિધ તાપો, આશા તૃષ્ણાના નહી માપો (૨)
થયો મહા મુંઝારો માધવ, તેને દાબજોરે–મારા૦
અનેક જાતની આધી વ્યાધી, હરી ભજનમાં થાય ઉપાધી (૨)
આ માયાની બેડી પ્રભુ તમે કાપ જોરે–મારા૦
પતીત પાવન નામ તમારૂં, ભક્ત વત્છલ છો હીતકારૂં. (૨)
દયા કરીને દાસને શરણમાં રાખજો રે–મારા૦

૧૨૧.

નગારાં મોતનાં વાગે, છતાં છળકાંન તું છોડે. (૨)
જીવનમાં બળતરા જાગે, છતાં તુંને ભક્તિના ભાવે.–ટેક.
પીલાયો તોય માયામાં, મચ્યો મસ્તાન થઈ મનથી. (૨)
પ્રભુ પદમાં પ્રીતી એવી, યથારથ કાં ન તું જોડે. (૨)
બનીને સ્વાર્થનો કીડો, ઓળખ્યો નહિ આત્મા હીરો. (૨)
બુરાંએ બંધનો જુના, તડાતડ કાં ન તું તોડે. (૨)
દીવાનીએ દીલો જાની, ગુરૂગમ જ્ઞાનમાં પટકી. (૨)
બુરીએ બાદશાહીને, ફડાફડ કાં ન તું ફોડે. (૨)

ગુમાવ્યું તેં ઘણું તોયે, હજી છે હાથમાં બાજી. (૨)
ચીમન ચીતને ચતુર્ભુજના, ચરણમાં કાં ન તું ચોડે. (૨)

૧૨૨.

એવો શું કરવો ઉપાય (૨)
શું કરવાથી વૃજનો, વ્હાલીડો વશ થાય. (૨)
એવો એ કરવો ઉપાય, (૨)
જે કરવાથી વૃજનો વ્હાલીડો વશ થાય. (૨)
ભજો ભજો રઘુરાય, (૨) રઘુરાય ભજવાથી પાર બેડો થાય. (૨)
મારા સામળીઆજી સેઠ. (૨)
તમે અમને લઈ ચાલો વૈકુંઠ ઠેઠ. (૨) મારા સામળીઆજી૦
અહલ્યા નારી ગૌતમની પ્રભુ ચરણ સ્પર્શથી તારી. (૨)
શીવરી બાઈનાં એઠાં બોર, (૨) આરોગ્યા વનમાળી.—મારા સા૦
દ્રૌપદી પોકારે વીહ્‌વલ, દુવારકાથી આવ્યા. (૨)
કૌરવની સભામાં ભુદર, (૨) ચીર લઈને આવ્યા.—મારા સા૦
સુદામાના સંકટ હરીઆં મુઠી તાંદુલ માટે. (૨)
કરમા બાઇનો ખીચડો જમીઆ (૨) જગદીશ પાછલી રાતે.—મા૦
મીરાં ઉપર કોપજ કરીઓ, રાણાજીએ જ્યારે. (૨)
હજારો મીરાં દેખાડી, (૨) રાધા વરે ત્યારે.—મારા સામળી૦
કુબજા દાસી કંસની પ્રભુ ચંદન માટે તારી. (૨)
ઝેર ભરીને માસી આવ્યાં, (૨) જસોદા પદને પામ્યાં—મારા૦

કર જોડી ગોપીજન કહે છે—વહાલાના વીસારો. (૨)
અમે તમારે સરણે આવ્યાં, (૨) ભવ સાગરથી તારો.—મારા૦

૧૨૩.

પાવો પ્રેમરસ પ્રાણ જીવનરે, દીન થઈ જાચુરે.
અમને દેજો સંતોમાં વાસરે, અન્ય નવ માગુરે—ટેક.
નયણે નીરખુ શ્રી નટવર રૂપરે, હોંસ હૈયામાં હીરે.
મન માન્યુ મળે સર્વે સુખરે, આનંદને શાન્તીરે—પા૦
આપ સ્વામી સદા હું દાસરે, નાતો નીભાવોરે.
રૂચે આપને કરો એવી ટેવરે, અન્ય નવ ભાખોરે—પા૦
વગર લાલચનુ લાલ મુને વાલરે, અચળીત આપોરે.
વીષય વાસના પ્રંપચની પ્રીતરે કૃષ્ણ મારી કાપોરે—પા૦
સદા ભક્તી સેવા સત સંગરે, મનોહર માગુરે.
દયા પ્રીત મના આપો મને એ હરે પાય લળી લાગુરે—પા૦

૧૨૪.

સામળી આ તુજ સામુરે જોતાં, મુજ સામુ નેણ નચાવી સમાં.(૨)
હોહલડાં પેલાં દુરી જન દેખે, તે દેખતાં બોલાવી સમાં—સામ૦
કે ઓછારે માણસ અણ ઘટતું બોલે,
તેને તો વચમાં લાવી સમાં—સામ૦
સોનાંરે સહસ્ત્ર કરીને દેખાડે, તેના સંગાથે કંઈ કહાવી સમાં—સા૦

જો હું તુજ પર રીસાવું તો, તુ મુજપર રીસાવી સમાં—સામ૦
નરસીંહના સ્વામી પ્રભુ એટલુંરે માગુ (૨)
ચરણ કમળ મુકાવી સમાં—સામ૦

૧૨૫.

કોઈ ચાંપ કરીને ચેતોરે, ચાલ્યા જવું છે. (૨)
નથી કાળ કહીને લેતોરે, ચાલ્યા જવું છે. (૨)
કોઈ રામ નામ સંત કહે છે, શમસ્યાન મહી સૌ લે છે. (૨)
ઝટ બાળી ઘેર વળે છે રે, ચાલ્યા જવું છે. (૨)—કોઈ ચાંપ૦
સુત માત પીતાને નારી, સુખ ભોગવતા જે ભારી. (૨)
કોણ આજે સાથ તમારી રે, ચાલ્યા જવું છે—કોઈ ચાંપ૦
ન માયાથી બંધાવું, સ્વસ્વરૂપમાં લીન થાઉં. (૨)
ગુરૂ નામ અહો નીસ ગાવુંરે, ચાલ્યા જવું છે—કોઈ ચાંપ૦
પુલ બાંધી ગયા ભક્તિનો, સૌ સંતો ભકતોને મહંતો. (૨)
કહે દાદુ દાસ કબીરારે, ચાલ્યા જવું છે—કોઈ ચાંપ૦

૧૨૬.

રામનું સ્મરણ કરજો રે, જેથી મંગળ થાશે. (૨)
ગુણ તો ગોવિંદના ગાજો રે, જેથી મંગળ થાશે. (૨)
ઇંદ્રાદિક તારે પાયે લાગશે, ગુણ તારા સરવે ગાશેરે—જેથીમં૦
સંકટ તારા હરવા શ્રીવીઠલ, ચક્ર ધરીને પ્રભુ ધાશે રે—જેથી૦

૧૨૭.

ક્યા માગુ મેરા રામ થોડે જીવનમે કયા માગુ મેરા રામ.
ઘર નહી રહેના અમર નહી કાયા, ,, ,,
કયા કરૂં મહેલ ઔર કયા કરૂં ટાટા (૨)
છોડ ગયે રાવણ લંકાકે ઠાઠા—કયા માગુ૦
કહુત કબીરા સબ છોડ કે જાના, (૨)
મેં તો એક તેરા ચરણ કુચાહુતા—ક્યા માગુ૦

૧૨૮.

સૌ આનંદ સાગરમાં આવો મહાલીએ (૨)
ગુરૂ ગોવીંદના ગુણ ગાન ગાઇએ—સૌ આનંદ૦
સાખી—સત્યને ગુરૂ એ એક છે, શબ્દે થાય પીછાન (૨)
પંચ ભુતને ભેદતાં, સઘળે એક સમાન. (૨)
આવો પ્રભુ સ્વરૂપમાં લીન થાઇએ—સૌ આનંદ૦

૧૨૯.

બાઈ હુમે જાદવ જોવા જઈ શુંરે(૨)શામળીઆને જોવા જઈ શુંરે(૨)
ના કહે સો તો નીરલજ થઈ શું—બાઈ હુમે૦
મારી સાસુજી નાયજ કહે છે રે, મારી નણદલ દેશે ફાંસી—બા૦
અમે કુવે તે પાણીડાં જઈ શુંરે,
અમે વીખડાં ગોળી ગોળી પીશુંરે—બાઈ હુમે૦

મારે પીયુડો તો પ્રીત ન જાણેરે, એના મનમાં તે મેહરનઆવેરે(૨)
એતો મળે મનુષ્યા દેહને ટાણેરે–બાઈ હુમે૦
ગોપી સર્વે છોડીને ચાલીરે, એ તો માધવ સાથે માહલીરે (૨)
નરસી આનો સ્વામી રૂડોરે, મેતો પહેર્યો અવીચલ ચુડોરે–બા૦

૧૩૦.

કોઈ ચેતો હો નરનારી રે, આ સંસારી (૨)
ચાલી આવે મોત સવારીરે. આ સંસારી (૨)
ન બનવું બાવા બાવી, લેવી ગુરૂ ગમની ચાવી. (૨)
જવું ભુલી ભુતને ભાવીરે. આ સંસારી–કોઈ૦
કવી પંડીત કે પુરાની જગમાં હો કીરતી ગવાણી. (૨)
પણ ભજન વીના ધુળધાણીરે. આ સંસારી (૨)
દુનીયાં દો દીનકું લટકું, એમાં શું મનડું ભટકયું. (૨)
સંતો કહે ચાખી લ્યો હરીરસ ચટકુંરે. આ સંસારી–કોઈ૦

૧૩૧.

આજ મેરા સતગુરૂ આવે મીજમાન,
તન મન ધન જીવ કરૂં કુરબાન–આજ મેરા૦
ચંદન ઘસીને રૂડા મંદીરી આમાં લેપાય (૨)
કેસરથી રૂડાં છાંટણાં છાંટાય–આજ મેરા સત૦
ગજ મોતીએ ચુની ચોક પુરાય (૨)
સોનેરી રૂડા કળસ ઢોળાય–આજ મેરા સત૦

તનખા તોડીને દીયાહે પરમાણ (૨)
હમે તમે પાયે સાધુ પદ નીર્વાણ—આજ મેરા૦
કહત કબીરા સુનો ધરમદાસ (૨)
કેવળ નામ ભજો કીરતાર—આજ મેરા સત૦

૧૩૨.

સતગુરૂ સંતે મને ચોરી શીખવાડી(૨)જ્ઞાનનો ગ્રાસ ગળાવ્યોરે—સ૦
ચીત ચૌટામાં ચોરીઓરે પેઠી (૨) પ્રેમના પછાડા પેઠારે—સ૦
શીલ સંતોષની સાડીઓ બનાવી(૨) ધણીના મહેલે પધારેરે—સ૦
જ્ઞાન રૂપી ઘોડા શણગાર્યા (૨) સવળી ચાલે ચલાયારે—સતગુરૂ૦
ગંગા જમુનાના ઘાટ ઓળંગ્યા(૨) જળ હળ જ્યોતી દરસાણીરે—સ૦
વાટછે વસમીને રાત અંધારી (૨) ચારે દીસે ચોકીઓ ચમકેરે—સ૦
ખેપ કરીને વાલે ખાતર ખોલ્યું(૨)માલ વીએ, માલ મેલવ્યોરે-સ૦
આરે વેળાનું તું ખુબ કમાણોરે (૨) માલ મગતો લાવ્યોરે-સત૦
કહે કબીરજી સુનો મેરે સાધુ (૨) ભવનો ફેરો ટળ્યોરે—સતગુરૂ૦

૧૩૩.

જાગોરે જાગોરે જદુરે પતી, રૂજની વીહારી.
મંડળીક મુજને બહુ બીવરાવે, જીવન લ્યો જાગી.—ટેક.
અરૂણ ઉદયની વેળા થઈ છે, અયણો આથમી.
દીપક જ્યો તો ઝાંખીરે થઈ છે, કહું છું શીરનામી.—જાગોરે૦

ઘંટીઓ ગાજે મારા વહાલા, પ્રેમદા ભરે પાણી.
કેશવજી તમે હજુ એ ન આવ્યા, કોને બાંધ્યા તાણી-જાગો૦
રાવણને કુંભકરણ જીત્યા, તેની ઉંઘ તમને આવી.
આળસુ શુંરે બન્યા અલબેલા, શું બેઠા રીસાણી.-જાગોરે૦
આસનથી ઉઠો અલબેલા, કષ્ટ તમે કાપો.
નર સૈયો કહે નાથજી મારા, હાર તમે આપો.
હાર તમે આપોરે વહાલા મારા, હાર તમે આપો.-જાગોરે૦

## ૧૩૪.

મારી નાન પણાની પ્રીત, શામળી આની સાથેરે. (૨)-ટેક.
અમે રમતાં દીવસને રાત હરી જીની સાથેરે. (૨)
વહાલા તમ વીના ઘડી ન રહેવાય, પ્રીત બંધાણીરે. (૨)-મા૦
મારા મનડા માંહી મોરાર, ચીત્તમાં ચળકેરે. (૨)
મારા નેનુમાં નીર નમાય, આંસુડાં ઠમકેરે. (૨)-મારી૦
મને માર્યાં સદગુરૂએ બાણ, ઘાયલ કીધાં અમનેરે. (૨)
મીઠા મોરલી વાલા મહારાજ, મન હરી લીધાંરે. (૨)-મારી૦
મારો સુકાઈ ગયો શરીર, અનડા ન ભાવેરે. (૨)
બીજી વેરણ થઈ છે રાત, નીંદ્રા ન આવેરે. (૨)-મારી૦
મારી ઓધા અંતરની વાત કોના આગળ કહીએરે. (૨)
એવા સંત મળે સધીર, સમજી સુખ લઈએરે. (૨)-મારી૦

દીનો નાથ ગોકુળ માંય, ચાલો જોવાં જઇએરે. (૨)
એમ બોલ્યા બીહારી દાસ, રહીએ રંગેરે. (૨)—મારી૦

૧૩૫.

સદગુરૂ મેરા મેતો નોકર ચાકર તેરા (૨)
સાહેબ મેરારે મેંતો હુકમી બંદા તેરા. (૨)
સતગુરૂ નામ નીસાનીરે દીની (૨) પ્રીતમ પ્રીત છીનકે લીની. (૨)
અપના જાણી દયા મોહે કીની (૨)
મીટ ગયા ફેરા મેતો આદી અનાદી તેરા—સદ૦
સતગુરૂ સત્ય લોક કેવાસી (૨) રિદ્ધીસિદ્ધી મુક્તિ સર્વ દાસી. (૨)
સબ ઘટ માંહે રહ્યારે વીલાસી (૨) નહિ દુરહે દેરારે—સદ૦
વૃત્તિ વસ્તુ લઇને પીછાની (૨) સુરતી નીરાકાર દેરાની. (૨)
મુર્તિ નેણું માંહી સમાણી (૨) ભયા ઉજીયારારે—સદ૦
સુરતી ચલી ચઢી અસમાના (૨) શુન્ય શીખરમે કીયા અસ્થાના.
ચન્દા પડ્યા મુક્ત મેદાના (૨) રસ્તા ધડ્યા મેદાના—સદગુરૂ૦

૧૩૬.

મુજ જીવન આ પ્રભુ તુંથી ભરૂં (૨)
અમૃત રસ પ્રેમ સીંધુમાં ડુબુ. (૨)
મુજ દેહ વીષે વળી આત્મ વીષે (૨)
જડ ચેતનમાં પ્રભુ વાસ વસે. (૨)

મુજ રક્ત વીષે મુજ નાડી વીષે (૨)
મુજ દૃષ્ટિ વીશે મુજ વાણી વીશે—મુજ૦
મુજ તર્ક વિષે મુજ કર્મ વિષે (૨)
પ્રભુ વાસ વસો મુજ હૃદય વીશે. (૨)
શીરમાં ઉરમાં મુખમાં કરમાં (૨)
પ્રભુ વ્યાપી રહ્યો મુજ અંતરમાં—મુજ૦
મુજ જીવન કેરૂં રહસ્ય ઉંડું (૨) મેરા શ્યામ સુંદર સ્વરૂપ દેખું. (૨)

૧૬૭.

આજનો લહાવો લીજીએ રે, કાલ કોણે દીઠી છે. (૨)
હે તે શ્રી નાથજીને ભેટીએ રે, કાલ કોણે દીઠી છે.
કાયાનું પારણું ને સુરતાની દોરી (૨)
હે તે શ્રી નાથજી ઝુલાવીએ રે—કાલ૦
પ્રેમના પતંગને પ્રેમનીજ દોરી (૨)
પ્રેમના આકાશમાં ઉડાળીએ રે—કાલ૦
પ્રેમના મહાસાગરે પ્રેમ વહાણ ઠેલી (૨)
પ્રેમનાં હલેસાં લગાવીએ રે—કાલ૦
પ્રેમની વાડી માંય એક પ્રેમ વૃક્ષ વાવી (૨)
પ્રેમનાંજ પુષ્પ પ્રગટાવીએ રે—કાલ૦

પ્રેમ તણે તાંતણે પ્રેમ ગાંઠવાળી (૨)
પ્રેમ પુષ્પ માલા પહેરાવીએ રે–કાલ૦
પ્રેમનીજ વાંસળીને પ્રેમનીજ કામળી (૨)
પ્રેમનીજ રાતડી રમાડીએ રે–કાલ૦
સુરતાની સાન વડે પ્રેમ પ્રગટાવી (૨)
પ્રેમનાજ રાસ રચાવીએ રે–કાલ૦

૧૩૮.

ભક્ત વત્સલ ભગવાન હમારો (૨) ભક્ત વત્સલ ભગવાન. (૨)
શીતલ શરણે કોમલ ચરણે (૨) દે છે અભય વરદાન–હમા૦
વણ બોલાવે સામો આવે (૨) મનમોહન બંસી મધુરી બજાવે
મુજ નટવર સુંદીર શ્યામ–હમા૦
વીઠલ વર હરનાથ પ્રગટ છે (૨) નામ સ્મરણથી એહ નીકટ છે
દાસ ચરણ રજ ચહાય–હમા૦

૧૩૯.

રોઈ રોઈ અખીયાં મેરી લાલ કરૂં
લાલ કરૂં રે કુરબાન કરૂં રે રાણા–રોઈ રોઈ૦
હીરનાં ચીર રાણા મુને નથી ગમતા રે
ભગવાં પહેરીને હું તો નિત્ય ફરૂં રે–રાણા૦

હીરા મોતીની માળા મુને નથી ગમતી રે
તુલશીની માળા પહેરી હું તો ફરૂં રે—રાણા૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ વહાલા
ગોવિંદ ગુણ ગાતી સદા હું તો ફરૂં રે-રાણા રોઈ રોઈ૦

૧૪૦.

ખેલત હુમ હરી સંગ હોળી (૨) શ્યામ મેરો છેલ બડોરી—ખેલ૦
કોટી રવી સમ નાથ પ્રકાશીત (૨) અનુપમ રૂપ બન્યોરી—ખેલ૦
આનંદ રેલ છલકત જાકે ઉરસે (૨) સુખ નહી જાત કહ્યોરી—ખેલ૦
સબ સખી મીલ કર વીચાર કરત હય (૨) નાથકું હાથ કરોરી-ખે૦
વ્યાકુલ કરવાકું વશ વશ કર ડારો (૨) મંદીર કેદ કરોરી—ખેલ૦
જાત નીકટ હુમ આપહી વ્યાકુલ (૨) રૂપ નહી જાત લહ્યોરી—ખે૦

૧૪૧.

આજ સખી મુને સદગુરૂ મળીઆ (૨)
દેવ દીવાળીના દીનજ વળીઆ (૨)
અંતર જામી અઢળક ઢળીઆ (૨)
હીરલો દીધો ગુરૂએ હાથમાં રે—આજ૦
સ્નેહ લગાડી સોહાગણ કીધી (૨) ચૈતન્ય પુરૂષે ચરણોમાં લીધી (૨)
ભુધર ભાવે ભક્તિ રે દીધી (૨)
માળા પહેરાવી ગુરૂએ મોક્ષની રે—આજ૦

હુંરે ભુલીતી ભવન હમારૂં (૨) સદ્દગુરૂએ ઘર બતાવ્યું મારૂં (૨)
તન મન ધન લઈ તાપર વારૂં(૨) જેણે વર વળાવ્યો વીઠલો રે—આ૦
સઈ રે સમાણી થઈ રસમોટી (૨)
સદ્દગુરૂએ આપ્યું હેવા તન ગોતી—આજ૦
નીરમલ રૂપ એ નેણામાં જોતી (૨)
અહોનીશ એજ અનુભવીએ—આજ૦
સેજ આનંદ સુખ શ્યામને સંગે (૨)
નિત્ય નિત્ય નેહ વધાર્યો રોમ રોમ અંગે (૨)
અરસ પરસ એક આનંદ અંગે (૨)
માંહેલે મંદી રીએ મહાલ તોરે—આજ૦
વેદ પુરાણ વદે છે રે જેને (૨) શેષ સારદા સ્તવે છે રે જેને (૨)
જુહાર સમજ્યા સદ્દગુરૂ સાને (૨)
આતમ રવી ગુરૂ ઓળખ્યા રે—આજ૦

૧૪૨.

લાવો લાવો કાગળીઓને દોતકે, લખીએ હરીને રે (૨)
તેમાં શીઓરે હમારો વાંકકે, નાવે ફરીને રે (૨)—ટેક.
વહાલે અમૃત ભોજનીઆં આજ, જમાડ્યા છે અમને રે (૨)
હવે વીખડાં ઘોળી મત પાઓ, ઘટે નહી તમને રે (૨)—લા૦
વહાલે પ્રેમ પછેડો આજ, ઓઢાડ્યો છે અમને રે (૨)
હવે દઇને પાછો નવ લીઓ રે, ઘટે નહી તમને રે (૨)—લા૦

વહાલે અઘોર વનમાં આજ, ઉતાર્યા છે અમને રે (૨)
હવે કુવામાં નાખી વરતન વાઢો, ઘટે નહી તમને રે (૨)—લા૦
વહાલા ભલે મળ્યા ભગવાન કે, દર્શન દીધાંરે (૨)
એમ બોલ્યા મીરાંબાઈ દાસી, કે પ્રેમ રસ પીધાં રે (૨)—લા૦

૧૪૩.

દીલ લગા હમારા, બીહારીસે (૨)—ટેક.
રાજા રંક શેઠ સબ દુઃખીઆ, (૨) જરત હે ખેર અંગારીસે—દીલ૦
કામ લોભ વ્યાકુલ મન દેખે, (૨) દીલગીરી દુનીઆ દારીસે—દી૦
સગા કુટુંબી સ્વાર્થ સિધાવે, (૨) કરત નહી રખેવારીરે—દીલ૦
અંત સમે કોઇ કામ ન આવે, (૨) કરત હય બહોત ખુવારીરે—દી૦
બ્રહ્માનંદ આનંદ ભયે રે, (૨) શ્યામ છેલ ગીરધારીસે—દીલ૦

૧૪૪.

બાપુ હું છું રાંક ભીખારી તમારો (૨)
એક નામની ભીખ માગનારો—બાપુ૦
જગ બંધુ નામની ઝોળી ખાંધે (૨) દીનબંધુ નામની દોરી. (૨)
ગૌર નીતાઈના મધુરા નામની (૨) વેગેદીઓ ભીખથોડી—બા૦
સંત ભક્તોએ ભાવથી માગી (૨) નામની ભીખચીર કાલા (૨)
વીઠલ વર હરનાથ કેરા નામની (૨) ભીખ દો વહાલા—બાપુ૦
મોતી માળા હીરા હાર ન માગું (૨) માગુ નહી હીરચીર. (૨)

મીરાંબાઈના ગીરધર કેરી (૨) નામની ભીખ દ્યો વહાલા—બા૦
દામ ન માગુ દોકડો ન માગુ (૨) માગુ નહી ધરાધામ. (૨)
તુલસીદાસના પ્યારા રામ (૨) કેરી ભીખ દ્યો વહાલા—બાપુ૦

૧૪૫.

હરનાથ અમારો, શ્યામ સુંદર પ્રગટ છે, (૨)
સૌનાં દુઃખડાં હરવાનું એને વૃત્ત છે.
જગતની આશાથી, નિરાશ થઇને (૨)
જે ચરણ શરણમાંહી આવે. (૨)
મન વાંછીત ફળ આપે છે તેને(૨)ઘટઘટ રમતો એનટ છે—હર૦
નાથ હમારોને હું છું એનો (૨) એમ અંતરથી જે જાણે. (૨)
તેની પાસેથી ખસે નહી ઘડીએ (૨) કોલ કરારનું ખતછે—હર૦
નાથનું નામ રટણજ કરતાં (૨) દુઃખ સર્વે દુર થાએ (૨)
હ્દય હરણ કરી પ્રેમ ઝરણમાં(૨)ખીંચી લેવાની એને લતછે—હ૦

૧૪૬.

સંતો સો સદગુરૂ, મોહે ભાવે (૨)—ટેક.
સત્ય નામકા ભરભર પ્યાલા (૨) આપ પીએ મોહી પાવે—સંતો૦
મેળે જાય ન મહુંત, કહાવે (૨) પુજા ભેટ ન લાવે—સંતો૦
પડદા દુર કરી આંખનકા, (૨) નીજદર્શન, દીખલાવે—સંતો૦
જાકે દરસન સાહેબ દરસે (૨) અનહદ શબ્દ સુનાવે—સંતો૦
માયાકે સુખ, દુઃખ કરીજાને (૨) સંગન સ્વપને ચલાવે—સંતો૦

નીશ દીન સંત સંગતમે રાચે (૨) શબ્દ મે સુરતા સમાવે—સં૦
કહે કબીર તાકો ભય નાહી (૨) નીર્ભય પદપર સોવે—સંતો૦

૧૪૭.

આકાશથી ઉંચા અને, પાતાળથી નીચા પ્રભુ. (૨)
ડરતા નથી કદી કોઈ દીન, મહા કાળના પણ કાળથી. (૨)
પહોળા પ્રભુ દશદીસથી, વેદો સદા ભણતા ભણે. (૨)
નીર્બંધ પ્રભુ બંધાય છે, કાચા સુતરને તાંતણે. (૨)
આવે નહી ધ્યાને પ્રભુ, સુરયોગી મુની તપસ્વી તણા. (૨)
મુશ્કેલથી રોકાય છે, ધ્યાને કદી, બ્રહ્મા તણા. (૨)
પકડાયના બંધાયના, રોકાયના સુર તાંતણે. (૨)
બંધાય છે પ્રભુ પ્રેમ રૂપ, કાચા સુતરને તાંતણે. (૨)

૧૪૮.

કહું કોને હૃદયની આ હૃદયની તે હૃદય જાણે. (૨)
દીવાના દર્દીનું દીલદર્દ, દીવાનો દર્દી પીછાને. (૨)
અગન જે ઈશ્કની લાગી, બુજાવે કોણ આશકની. (૨)
ન જે સમજે શું તે કરસે, મુજામણ આવી અંતરની. (૨)
કરી મહોબત કરી સોબત, કરી ન કરી નહી થાએ. (૨)
પડ્યો ઘા પ્રેમનો ભારી, હવે તે કેમ રૂઝાશે. (૨)
લુભાયો સ્વર્ગ સુખમાંહે, ડુબ્યો શું બ્રહ્મ દરીઆમાં. (૨)

પડ્યો પટ પ્રેમનો હૃદયે, હૃદય રસ મય બનેલું છે.
હૃદયમાં કૃષ્ણ તારી તે, મનોહર મુર્તિ રમે છે. (૨)
અહો તે દીવ્ય મુરતીને, સ્મરી ધર ધ્યાન અંતરમાં. (૨)
પ્રભુ કરસે કૃપા તુંજપર, પછી દરકાર શાની છે, (૨)

૧૪૯.

શાન્તી જો અપને ચીત્ત ધારે, આપકુ આપહી ઓધારે. (૨)
યુક્તીવીના નર બુદ્ધી નહી, બુદ્ધીવિના નહિ ભાવ. (૨)
બીના ભાવ શાન્તિ નહી, (૨) શાન્તીબીના સુખનાય.
ઉપનીષદ ગીતા નીરધારે (૨) આપકુ આપહી ઓધારે.—શાં૦
દશેદીશા કા રાજ્ય મીલે, ને જગ્ત પુત્ર બનજાય. (૨)
સુમેરૂ ગીરી બેઠક મીલે (૨) શાન્તી બીના ગભરાય.
દુખીકી વીપત્તી શાન્તી ટાળે (૨) આપકુ આપહી ઓધારે.—શાં૦
દોડ દોડ મર જાય રાત દીન કછુ ન આવે હાથ. (૨)
શાન્તિ સિંધુ મંજન બીના (૨) અંતધુને ગો માથ.
સમે ચુકે પર જખ મારે (૨) આપકુ આપહી ઓધારે.—શાં૦
માન ચાહે નહિ માનતું, સદા અરજ કર દેત. (૨)
માધવ રામ બજાય ચાકરી (૨) ઝટપટ છુટી લેત.
અબે ક્યુ જીતી બાજી હારે (૨) આપકુ આપહી ઓધારે.—શાં.

૧૫૦.

પ્રીતો પુરવ જનમ નીરે, પીયુ પીયુ પોકારતી.
સત શણગાર સજીઓરે, સ્વામીને શોધવા સારૂં.-ટેક.
પહેરી પ્રેમ પટોળીરે, ચતુરાઇનો ચણીઓ.
હૈયે હાર છે હેતનોરે. બુદ્ધી કંચવો બનીઓ.-પ્રીતો૦
અનુભવનાં છે આંઝણરે, નાકે વેસર મોતી.
સુરતી શોધવા ચાલીરે, શીલશેરીએ જોતી.-પ્રીતો૦
ખોળતીતી ખાંતેરે, પોતે ખોવાઈ ગઈ.
વ્રહે લુણની પુતળીરે, અદૃશ્ય થઈ જળમાં.-પ્રીતો૦
અતી આનંદ ઉલટયોરે, પ્રગટ પરી બ્રહ્મ મળ્યા.
ધીરો સરીતા સ્વરૂપેરે બ્રહ્મ સીંધું માંહી ભળ્યા.-પ્રીતો૦

૧૫૧.

ચાદર ઝીની રામ ઝીની, (૨) હાંરે એતો સદારામ રસભીની-ચા૦
અષ્ટ કમળ નવ ચરખો ચાલ્યો, પાંચ તત્વ મીલ પીની રામ (૨)
નવ દશ માસ જો બનતા લાગ્યા, મુરખ મેલી કીની (૨)-ચા૦
જબએ ચાદર બનકર આઈ, ધોબીકે ઘર દીની રામ (૨)
સુરત શીલાપર પટક પછાડી, શુધ બુધ ઉજલી કીની (૨)-ચા૦
જબએ ચાદર ધુપ કર આઇ, રંગરેજા ઘર દીની રામ (૨)
પ્રેમ પ્રીતકા રંગ ચઢાયા, મોરે સદગુરૂજી રંગ દીની (૨)-ચા૦

જબએ ચાદર રંગકર આઈ, સુરનર મુનીજન ચીની રામ (૨)
ઓઢુની સંત શંક મતી માનો, દીન દશ તોકુ દીની (૨)–ચા૦
રંકારે ઓઢીને વંકારે ઓઢી, ઓઢી સજન કસાઇ રામ (૨)
સુવા પઢાવત ગુણીકા ઓઢી, ઓઢી મીરાંબાઈ (૨)–ચાદર૦
ધ્રુવજી ઔર વિભીષણ ઓઢી, શુકદેવ નીરમલ કીની રામ (૨)
દાસ કબીરા જુગતસે ઓઢી, જયુંકી જયુ ધર દીની (૨)–ચા૦

૧૫૨.

અમે સર્વત્ર શ્યામ જોનારા—અમારે પછી શી ચીંતા (૨)
અમે સંસાર સ્વપ્ન ગણનારા ,, ,, (૨)
અમે અહુંમ બુદ્ધિ તજનારા ,, ,, (૨)
આવી મળ્યું તેમાં શુભ માનનારા ,, ,, (૨)
અમે દ્રઢ શ્રદ્ધાથી ઝુઝનારા ,, ,, (૨)
અમે આત્મામાં, મોજ માનનારા ,, ,, (૨)
અમે તત્વ જ્ઞાનના વિમાને ઉડનારા ,, ,, (૨)
અમે વિશ્વને ફુંક મારી ઉડાવનારા ,, ,, (૨)
અમે નામામૃત પીને પાનારા ,, ,, (૨)
અમે મસ્તીમાં મસ્ત ફરનારા ,, ,, (૨)
અમે સ્વસ્વરૂપ પરબ્રહ્મમાં વિહાર કરનારા ,, ,, (૨)
અમે અખંડ આનંદમાં રહેનારા ,, ,, (૨)

૧૫૩.

રાજારામ અવતર્યા કે વહાલે મારે પાણી પરપાળ બાંધીરે,
તેઆ. તેઆ. તેઆ. તેઆ.
અમે તમે આરાધીએ જે–તેઆ. તેઆ. તેઆ. તેઆ૦
નરસીહ મહેતાને વહાલે નાણા વટી કીધા (૨)
હુંડી સ્વીકારી હાર આલીઓરે–તેઆ૦
નાગરી નાતમાં લજ્જા રાખી (૨) કુવર બાઈનું મામેરૂં પુરીયુંરે–તે૦
રાજા રાવણને રણમાં રોળ્યો (૨) રાજ વિભીષણને આલીયુંરે–તે૦
દ્રૌપદીની વહાલે લજ્જા રાખી (૨)
તાતણે તાતણે ચીર પુરીયારે–તેઓ૦
કોટી કૌરવને ઝાંખા કીધા (૨) પાંડવને ઉંચા કીધારે–તેઆ૦
વન્દ્રાવનમાં તેવહાલે ગૌધેનચારી(૨)વૃજનારી સંગ રમીઆરે–તે૦
ગોકુળથી વાલો મથુરા પધાર્યા (૨) મામા કંસને મારીયોરે-તે૦
ચેતન હારા કેમ નથી ચેતતો (૨) રાત દીવસ જપું છુંરે–તે૦
નામાનો આ સ્વામી શામળીઓ (૨) સાંભળ લોચા કહું છુંરે–તે૦
સાન કરી તુજને સમજાવું (૨) મારૂં વચન માની લેરે–તે૦

૧૫૪.

કયા બોલે અબ કયા બોલે, મન મગન ભયા અબ કયા બોલે
તેરા સાહેબ હે તુજ ભીતર (૨) બાહેર નેના કયા ખોલે–મન૦

સુષુમ્ણા નાડી અમીરસ લાવે (૨) પ્યાલા ભર ભર અણતોલે—મ૦
હંસે પાયા માન સરોવર (૨) દુજી જગ્યા પર બગડોલે—મન૦
કહત કબીરા સુનો ભાઈ સાધુ (૨) સતગુરૂ પાયા અણમોલે—મ૦

૧૫૫.

મારે ને હરીવર સાથે પ્રીત બંધાણી —ટેક.
ધંધો કરતાં હું તો ઉઠીને ધાઈ
કોટીક કર્મ મારાં ગયાંરે કપાઈ—મારે૦
બ્રહ્મા સરીખા હરીનો ભેદ ન જાણે
શેષ સરીખા હરીના ગુણ ગાય—મારે૦
શીવજી સરીખા હરીનો પાર ન પામે
વેદ સરીખા હરીને થાકયારે ગાઈ—મારે૦
અમેરે તમારે ને તમેરે અમારે
અરસ પરસ અંગમાં રહ્યારે છુપાઈ—મારે૦
પ્રેમની સાંકળીએ હરીવર મંદીરે પધાર્યા
પુરણ દાસની પુરણ કમાઈ—મારે૦

૧૫૬.

નામકો મહીમા અગમ અપાર, તાકો કોઈ ન પામે પાર—નામ૦
નેતી નેતી કર વેદ કહતહે, પાઈ શકે નહિ પાર. (૨)
ચતુરાનન ચારો જીભ્યાસે, (૨) નીશદીન કરત પોકાર (૨)—ના૦

શુન્ય સમાધી લગાય ધ્યાન ધગ, સનકાદીક ગયે હાર (૨)
શેષ સહસ્ત્ર મુખનામ જપતહે, (૨) લે પૃથ્વીકા ભાર (૨)—ના૦
ત્રેતામધ્યે રામે એકતારી, ગૌતમ ઋષિકી નાર (૨)
નામ ભજનસે જીવ અનેક, (૨) નીશદીન હોત ઉદ્ધાર (૨)—ના૦
એહી નામ સકલ ઘટ માંહી, સંતન લીયો નિહાર (૨)
સાહેબ કબીરા કુ ગુરૂજીને દીનો, (૨) સોઈ નામ નીજ સાર—ના૦

૧૫૭.

મુખડાની માયા લાગીરે,—મોહન તારા. (૨)—ટેક૦
મુખડું મેં જોયુ તારૂં, સરવે જુગ થયું ખારૂં. (૨)
મન મારૂં રહ્યુ ન્યારૂંરે,—મોહન તારા.
સંસારીનું સુખ એવું, ઝાંઝવાના નીર જેવું. (૨)
તેને તુચ્છ કરી ફરવુંરે,—મોહન તારા.
સંસારીનું સુખ કાચું, પરણી રંડાવુ પાછુ. (૨)
તેને ઘેર શીદજાચુંરે,—મોહન તારા.
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો. (૨)
રાંડવાનો ભય ભાગ્યોરે,—મોહન તારા.
વ્હાલા મારા વ્રજવાસી,—દર્શન દોને અવીનાશી. (૨)
પ્યાસી છું હું તારી દાસીરે,—મોહન તારા.
બાઈમીરાં બલી હારી, આશા મુને એક તારી.
લોક લાજ દીધી બાળીરે,—મોહન તારા.

૧૫૮.

જાણ્યું જાણ્યુ જાણ્યુરે, તત્વસાર ત્રૈલોકમાં જાણ્યું.
જેથી લીધું લીધું લીધુંરે, મેં તો નામ નારાયણનું લીધું. ૧
મારે વ્હાલે કીધા કીધારે, અમને પાપીને પાવન કીધા.
જેથી પીધા પીધારે, મેતો હરીરસ ઘોળી ઘોળી પીધા. ૨
મારે વ્હાલે સીધ્યા સીધ્યારે, હરી જનોના સર્વે કારજ સીધ્યા.
રામદાસ એમ બોલીઆ, અમને આત્મ સ્વરૂપમાં લીન કીધા. ૩

૧૫૯.

સબસે ઉંચી પ્રેમ સગાઈ. ટેક.
દુર્યોધનકા મેવા ત્યાગો (૨) શાક વીદુર ઘર પાઈ—સબસે૦
જુઠે બેર સબરીકે ખાએ (૨) બહુ વિધી પ્રેમ લગાઈ—સબસે૦
પ્રેમકે વશ નૃપસેવા કીન્હી (૨) આપ બને હરીનાઈ—સબસે૦
રાજસુ યજ્ઞ યુધિષ્ઠિર કીનો (૨) તામે જુઠ ઉઠાઈ—સબસે૦
પ્રેમકે વશ અર્જુન રથ હાંકયો (૨) ભુલગયે ઠકુરાઈ—સબસે૦
એસી પ્રીત બઢી વન્દ્રાવન (૨) ગોપીન નાચ નચાઈ—સબસે૦
સુર કુર ઈસ લાયક નાહી (૨) કહલગ કરૂ બડાઈ—સબસે૦

૧૬૦.

ગોકુળીઉં નાનુ ગામ ડીઉં શા માટે આવો શ્યામ ?—ટેક.
શા માટે આવો શ્યામ શા માટે આવો શ્યામ ?—ગોકુળીઉં૦

કુબજા છે નારી અતી કામણ ગારી (૨) તેણે તો વીસરાવી દીધાં
બાવા નંદજીનાં, ધામ—ગોકુળીઉં૦
મથુરાની અંદર મણી જડમંદીર (૨)
ધુળથી ઢાંકેલાં હવે શીદને ગમે ધામ ?
કહે કવી પીંગળ મુરતી છે મંગળ (૨)
મારા હૃદયમાં રહો તોમારે શું છેબીજું કામ—ગોકળીઉં૦

૧૬૧.

સાંભળ સજની રેહો કહું છું (૨) હું શીખામણ તુજને દઉં છું. (૨
રતન અમુલખ લાધ્યું મુજને(૨)આવજે દેખાડીશ રેહો તુજને-સાં૦
હવે ઘર લાધ્યું રેહો મારૂં (૨) પ્રગટ્યા રવી ટળ્યું અંધારૂં. (૨)
માથે નાખ્યો રેહો છેડો (૨) થયો છે મારે હરીવર સાથે નેડો—સાં૦
નાડરૂં લોકડીઆ તણી લાજે (૨)
વહાલે મારે સ્વરૂપ દેખાડ્યું આજે. (૨)
દાસ મીઠાનો રેહો સ્વામી (૨) તન મન સોપ્યાં અંતર જામી—સાં૦

૧૬૨.

સુખરે સાગરમાં હંસ લો, મોતીચરે (૨)
મોતીચરે હંસલો મોતીચરે—સુખરે૦
અમુલખ મોતી કેરૂં અતી અજવાળુરે (૨)
જવેરી જુવેતો તેનું મનડું ઠરે—સુખ૦

એરે મોતીમાં ચૌદ લોક સમાયારે (૨)
બ્રહ્મા વિષ્ણું ને શંકર શોધ કરેરે—સુખ૦
ખરીદ કરે તેને ખોટન આવેરે (૨)
હીણ અભાગી તેની કીંમત ન જાણેરે—સુખ૦
જતન કરી તેને રાખે કોઇ જાળવીરે (૨)
વીરલા એવા કોક જગમાં હીરે—સુખ૦
સદગુરૂ સાહેબ કેરી હોય મહેર બાનીરે (૨)
એરે મોતીનો સાચો વણજ કરે—સુખ૦
ત્રીકમ કહે મોતી દેખી મન મારૂંરે (૨)
લેવાને કાજે દીલરે સાગરમાંહી ઉતરેરે—સુખ૦

૧૬૩.

હે ગોવીંદ રાખો શરણ, અબતો જીવન હારે (૨) —હે ગોવીંદ૦
નીર પીયન હેતું ગયો, સીંધુકે કીનારે (૨)
સીંધુ બીચ બસત ગ્રાહ, ચરણ ધાય પછારે—હે૦
ચાર પહોર ઝુઝકીનો, લે ગયા મજધારે (૨)
નાક કાન ડુબન લાગો, નાથકો પુકારે—હે ગો૦
નાથ કાન શબ્દ ગઈ, ગરૂડ પીઠ ધારે (૨)
ગ્રાહકો તો મારકર, ગજરાજકો ઉગારે—હે ગોવીં૦
સુરકીતો એહી આશ, ચરણકો તીહારે (૨)
ગોકુલામે જન્મ લીનો નંદકે દુલારે—હે ગોવીંદ૦

૧૬૪.

સીતારામને ભજીને લહાવો લીજીએરે (૨)
મુખે રામકૃષ્ણ રામકૃષ્ણ કીજીએરે—સીતા૦
તારો અવસર પળપળ જાય છેરે (૨)
તારા ઘટમાં બેઠો કાળ ખાય છેરે—સીતા૦
તારૂ જોબન જાશેને, જરા આવસેરે (૨)
તને ભાણે ભોજન નહી ભાવશેરે—સીતા૦
તારા વહાલા વેરી થઈ લાગશેરે (૨)
તારી દેહ દેખીને દુર ભાગશેરે—સીતા૦
કંઈ ધર્મ કરો આડુ આવશેરે (૨)
તે તો જમના તે માર મુકાવશેરે—સીતા૦
સખી રામદાસ કહે નર નારનેરે (૨)
સંત સેવોતો ઉતરો ભવ પારનેરે—સીતા૦

૧૬૫.

પીયા ચાલો નગરિઆં હમારીરે (૨)
તુમ બીન હાર સીંગાર ન ભાવે (૨) સુના મહેલ અટારીરે–પી૦
સુંદર તન જોબન પટ ભુષણ (૨) બીના પ્રીતમ સબ ખારીરે–પી૦
મેરે અવગુણ યાદ ન કીજે (૨) દાસી જાણ તુમારીરે–પી૦
બ્રહ્માનંદ દરસ મોહે દીજે (૨) ચરણ કમળ બલી હારીરે–પીયા૦

૧૬૬.

મેરે તો ગીરધર ગોપાલ દૂસરા ન કોઈ.—ટેક.
જાકે શિર મોર મુગુટ મેરોપતી સોઈ.
શંખ ચક્ર ગદા પદ્મ કંઠ માલ સોઈ—મેરે૦
તાત માત સુત ન ભ્રાત, આપનો ન કોઈ,
છાંડ દઈ કુલકી લાજ, કયા કરેગા કોઈ—મે૦
સંતન સંગ બેઠ બેઠ, લોક લાજ ખોઈ,
અબતો બાત ફૈલ ગઈ, જાને સબ કોઈ—મે૦
સાધુ દેખ દોડ આઈ, જગત દેખ રોઈ,
અખંડ આનંદ ઉરભર્યો, સુખ ન જાય કહોઈ—મે૦
અંસુ અનજલ સીંચ, સીંચ પ્રેમ બેલ બોઈ,
મીરા પ્રભુ લગનલગી, હોની હોસો હોઈ—મે૦

૧૬૭.

જન્મ તેરો બાતોમે બીત ગયો (૨) તે કબહુ કૃષ્ણ નગાયો—જ૦
પાંચ વરસકા બાલા ભોલા (૨) અબતો વીસ ભયો. (૨)
ગદ્ધા પચીસી માયા કારન (૨) દેશ વિદેશ ગયો—જન્મ૦
ત્રીસ વરસકી અબમતી ઉપજી (૨) લોભ બઢે નીત નયો. (૨)
માયા જોરી લાખ કરોરી (૨) અજહુન તૃપ્ત ભયો—જન્મ૦
વૃદ્ધ ભયો તબ આલસ ઉપજી (૨) કફ નીત કંઠ રહ્યો. (૨)
સાધુકી સંગત કબહુન કીન્હી (૨) વૃથા જન્મ તેરો ગયો—જ૦

યહ સંસાર મતલબકા લોભી (ર જુઠો ઠાઠઓ રચ્યો. (૨)
કહુત કબીરા સમજ મન મુરખ (૨) તું કયાં ભુલ ગયો—જન્મ૦

૧૬૮.

શ્યામ ચરણુ સ્મરણુ મીત્ર, સરસ રીત સાચી. (૨)
તેવિના ત્રીલોક મધ્યે, ક્રોડ વાત કાચી. (૨)—શ્યામ૦
હસ્ત ચરણુ કરણુ નાક, તેં કૃપાલ કીધું. (૨)
નેત્ર વદન દંત આપી, જ્ઞાન દાન દીધું. (૨)—શ્યામ૦
ખાન પાન ચીજ ખુબ, સૌ જીવોને આપ્યું. (૨)
પણુ તું અભાગી દુષ્ટ નર, દેવને ન જાણે. (૨)—શ્યામ૦
જો વીચારી જીવ મનુષ્ય, જન્મ પામીને શું કીધું. (૨)
ભક્તિની ન જુક્તિ જાણી, પાપ પંથ જામ્યો. (૨)—શ્યામ૦
છે હજી ઉપાય હાથ, થાય તો ઘણું સારૂં. (૨)
જે ઘડી પલજાય ઓછું થાય આયુષ્ય તારૂં. (૨)—શ્યામ૦

૧૬૯.

હમ નંગે ઉમર બીતાએંગે(૨)શ્રીકૃષ્ણકી જયજય ગાવેંગે—હમ૦
હમ ગાલી સબકી ખાવેંગે (૨) પરબ્રહ્મકા જ્ઞાન ફેલાવેંગે—હમ૦
હમ સુકી રોટી ખાયેંગે, (૨) શ્રીકૃષ્ણ પેવારી જાયેંગે—હમ૦
હમ સુળી પર મર જાયેંગે (૨) ભાઈ ઓ કો પાર ઉતારેંગે—હમ૦

૧૭૦.

જેની દૃષ્ટિમાં અમીરસ ભર્યો, મુખે શ્રી કૃષ્ણ રાધા સદા. (૨)
જેના હૃદય વિશે રહે છે વળી, સમ ભાવ શાંતિ સદા. (૨)
માયા મમતા મોહને પર હર્યો, માર્યો મહા ગર્વને. (૨)
એવા મિત્રઆ જગતમાં, લાખોમાં કવચીત દીસે. (૨)

૧૭૧.

પુર્ણ કૃતાર્થ હું થયો નથી કસાની આશ (૨)
સકલ વાસનાઓ સમી પામ્યો પદ અવીનાશ.
ધન્ય ધન્ય દયા સદગુરૂ તણી, એમજ સત્ય વદાય.
પરમ તત્વનો અનુભવ કરી, નીજ સ્વરૂપ પમાય.
મહાસાગર અમૃત તણો, દશે દીસ ભરીઓ હોય.
તેમાં જેમ ક્રીડા કરે, મીન સોહાગી કોય.
બ્રહ્મ રૂપ મહાસાગરે, મારૂં મન પણ તેમ.
રાત દિવસ ક્રીડા કરે, એ સુખ વીસરૂં કેમ.

૧૭૨.

લેહ લાગી મુને તારી મોહનજી, લેહ લાગી મુને તારી (૨)
કામજ મુકયુંને ધામજ મુકયું (૨) મનમાં ચાહું છું મોરારી—મો૦
ખભે છે કામળીને હાથમાં છે વાંસળી(૨)ગોકુળમાં ગાયો ચારી-મો૦

સોળ સહસ્ત્ર ગોપીઓને તમેજ વરીઆ (૨)
તોએ તમે બાળ બ્રહ્મચારી—મો૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર(૨)ચરણ કમલ બલીહારી—મો૦

૧૭૩.

નીત્ય નીત્ય ભજીએ તારૂં નામ તારૂં નામ તારૂં નામરે—પ્રેમ થકી૦
અમોને પ્રભુજી મળ્યા હોજી—ટેક.
આણી તીરે ગંગા વહાલા, ઓલી તીરે જમુના વહાલા (૨)
વચમાં ગોકુળીઉં રૂડું ગામ, રૂડું ગામ રૂડું ગામરે—પ્રેમ થકી૦
વૃંદ્રા તે વનમાં વહાલે, રાસ રચ્યો છે સખી (૨)
સોળસે ગોપીમાં ઘેલો કાન, ઘેલો કાન ઘેલો કાનરે—પ્રેમ થકી૦
અન્નન ભાવે નયણે નિંદ્રા, ન આવે વહાલા (૨)
સેજે પધારો મારા શ્યામ, મારા શ્યામ મારા શ્યામરે—પ્રેમ થકી૦
ઘેલી થઇને હુતો વનમાં ફરૂં છું વહાલા (૨)
મોહન મળ્યાની મને હામ, મને હામ મને હામરે—પ્રેમ થકી૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગુણ વહાલા (૨)
છેલ્લી બાકીના રામો, રામ રામો રામ રામો રામરે—પ્રેમ થકી૦

૧૭૪.

## મહાત્મા રવીદાસનો પત્ર મહાત્મા પ્રીતમદાસજી ઉપર.

પ્રીતમ પ્રેમ સોહાગી મીઠા, એવા વીરલા પૃથ્વી પીઠા.
નયનાં દર્શન કરવા ઈચ્છે, તમને તત્વ દરસી પ્રીછે. ટેક.

7

ચાર ખુટ સંદેસર સંગે, બીહારીલાલ બીરાજે.
રસીયા કેરૂં ધામ રમણનું, સંતો તણા સમાજે—પ્રીતમ૦ ૧
સાચા સદ્દગુરૂ મળીઆ બાપુ, સાચી કીધી સેવા.
દસધા ભક્તિ પુરણ પ્રકટી, અંતર ટળ્યા અહંમેવા—પ્રીતમ૦ ૨
મહા અધીકારી પાસે પુરા, જેરામ આતમ જોગી.
આઠે પહોર રહે અનુભવમે, બ્રહ્મરસ કેરા ભોગી—પ્રીતમ૦ ૩
મલવા ઈચ્છે મન રવીનું, પલ પલ ઘડીએ ઘડીએ.
પ્રારબ્ધમાં કંઈક ખામી, જોન અવાયું હડીએ—પ્રીતમ૦ ૪
સમ દરસી શીતળ સુખકારી, સરલ સુભાવી ગરવા.
વીખીયા રોગ સમુળા કાપી, રહ્યા નીરંતર નરવા—પ્રીતમ૦ ૫
કલ્પ વૃક્ષ સોભે અતિ સુંદર, જે માગે તે આપે.
વિધિ નીષેદ રહ્યું છે તેમાં, તેથી તમે અમાપે—પ્રીતમ૦ ૬
દીનકર ઉગે નિશદીન પ્રત્યે, સૌને કરે અજવાળું.
ઉદય અસ્ત સ્વરૂપ તમારૂં, નીરગુણ પદ નીરાળું—પ્રીતમ૦ ૭
અરણ ઉંડો પણ અતિખારો, ગંભીર પણે અતિ ભારો.
એ ઉપમા સંતથી રહી ઓરી, જળ નીધીથી લક્ષ ન્યારો—પ્રીત૦ ૮
ભ્રમર કમલ હંસ પંડીત વખાણે, શોકન છુટે આસી.
તેથી ચાલ તમારી ઉલટી, સદાય શુદ્ધ નીરાશી—પ્રીતમ૦ ૯
બહુ રસ ગાયો પીધો પાયો, છેક ઉડાડ્યો છોળે.
જેરસ સનકા દીકને દુર્લભ, તેરસ માણ્યો ભોરે—પ્રીતમ૦ ૧૦

હેતે પ્રીતે હરતાં ફરતાં, ઘણા દિવસ ગયા વીતી.
ગોષ્ટી કરવા મન અભી લાખે, અંતરગતમાં પ્રિતી-પ્રીત૦ ૧૧
સિરગુણ ઉપર વહાલ વસે છે, તે સ્વરૂપ છે કેવું.
કેઈ ઠોર વસે છે કહી દાખવો, કેઈ રહેણીએ રહેવું-પ્રીતમ૦ ૧૨
સિરગુણનું કારણ છે નીરગુણ, કીએ પ્રકારે ભાસે.
ગુણ નીરગુણથી પદ છે ન્યારૂં, તેનો કહીએ આસે (લક્ષ)-પ્રી૦૧૩
સિરગુણ નીરગુણ, સાક્ષીનું રૂપ, કૃપા કરીને કહીએ.
સંત વીના સંશય કોણ ટાળે, સમજી સુખીઆં થઈએ-પ્રી૦ ૧૪
શંકરે પુછયું હસ્તા મળને, ઓળખી બ્રહ્મ સ્વરૂપ.
બોલાવી મન આનંદ ઉપજ્યો, રસ પીવા બ્રહ્મ કુપ-પ્રીત૦ ૧૫
ગામ સેરકી લખી વીનંતી, લખ્યાં ઘણું અનુરાગે.
રવીદાસ કહે હસ્ત કમળનો પત્ર પ્રેમનો માગે-પ્રીતમ૦ ૧૬

## મહાત્મા પ્રીતમદાસજીનો ઉત્તર મહાત્મા રવીદાસજી ઉપર.

૧૭૫.

રવીને રૂપે રજની જાય અંતરમાં અજવાળું થાય,
રવીના રૂપે રજની ન હોય આપે સ્વયં પ્રકાસીત હોય.
દરસન કરતાં તાપજ ટળે એવા સેહેજે (સંત) સુખના સાગર મળે.
બ્રહ્મસ્વરૂપી બ્રહ્મવીચારી, બ્રહ્મરસ કેરા ભોગી.

બ્રહ્માનંદ અખંડ એક વર્તે શુદ્ધ સનાતન જોગી—રવીને૦ ૧
સ્થાવર જંગમ અણુઅજ આહે, એક આત્મા દરસે.
અધમ ઉધારણ તાપ નિવારણ, વચને અમૃત વરસે—રવીને૦ ૨
પરમ સ્નેહી પર ઉપકારી, પરમારથમાં પુરા.
જ્ઞાન ભક્તિ વૈરાગ્યે પુરા, હરી સ્મરણમે સુરા—રવીને૦ ૩
એકાદસ ઉત્તરને અંતે, સંત કહ્યા શ્રીમુખથી.
તેમાંહેનો હંસ હોય તો, ઓળખાએ નિજ લક્ષથી—રવીને૦ ૪
જે જે ઉપમા તમને દીજે તે ઓરી રહી જાય.
દીનકર ઉપર દીપક સસીઅર, સીપાંચે શોભાય—રવીને૦ ૫
સુરસરી સુરતરૂ ચંદ્ર વિષે ગુણ એક એક પરમાણે.
વેદ વખાણે સૌગુરૂ સંપન્ન જે સેવે તે જાણે—રવીને૦ ૬
ગંગાજી પ્રાશ્ચિત પર જાળે, ચંદ્રતાપ નીવારે.
કલ્પ ફળ ઈચ્છા ફળ આપે, સંત જન્મ દુઃખ ટાળે—રવી૦ ૭
કમળ ખરૂં પણ કાંટા અંગે, ભ્રમર ખરો પણ ભોગી.
ચંદન ખરૂં પણ વિષધર વળગ્યા ચંદ્રખરો પણ રોગી—રવી૦ ૮
પંડીત તે પરને બોધે આપોપુ નવટાળે.
હંસ કરે મોતીનો ચારો પણ સમીપ બ્રહ્મ નવભાળે—રવીને૦ ૯
ગુણને દોષ રહ્યા છે સૌમાં સંત સર્વથી ન્યારા.
શીવ ચતુરાંનન સેવે સંતને વૈકુંઠ પતિને પ્યારા—રવીને૦ ૧૦

નીરગુણ નીજાનંદ નીરલેપી નીરાલંબ નીરદાવે.
શુદ્ધ ચીત્ત હરીસ્મરણ કરે તો ભવસાગરમે ના આવે–રવી૦ ૧૧
સર્વ શીરોમણી સહુ સુખદાયક સર્વ ધર્મની સીમા.
કોટી કલ્પ લગી કથે શારદા તોએ અગમ સંતમહીમા–રવી૦ ૧૨
સગુણ બ્રહ્મ શ્રીકૃષ્ણરાયજી સદગુરૂ સંતસ્વરૂપે.
તે તણું દાસાતન કરવું, રહેવું આપ અરૂપે—રવીને૦ ૧૩
નીરગુણ બ્રહ્મનીરંતર દરીઆ, કોઈ માણે મરજીવા.
સદગુરૂ ઘાટે આવી ચડસે તે પામે રસ પીવા—રવીને૦ ૧૪
મન વાણી પોચે નહી જેને તેને કઈ પ્રકારે કહીએ.
કહે પ્રિતમ રવીદાસ સુણો, એક અરસ પરસ હોઈ રહીએ–ર૦ ૧૫

## ૧૭૬.

કૃપાસીંધુ મુજે અપના, બનાલોગે તો કયા હોગા ?
જરા સત નામ કાનોમેં, સુના દોગે તો કયા હોગા ?
દયા કરનેકો જીવોપર, જો તુમ દુનીઆમેં આયા હય ?
મેરીભી તર્ફ એક દૃષ્ટિ, ઝુકા દોગે તો કયા હોગા ?
સકળ જગમેં પતીત પાવન, તુમારા નામ જાહીર હય.
અગર મુજ એક પાપીકોભી, તારોગે તો કયા હોગા ?
અખંડીત જ્ઞાનકી ધારા, વરસતી પરમ સુખદાઈ.
પ્રબળ ત્રે તાપકી અગ્ની, બુઝા દોગે તો કયા હોગા ?

પરમ સીધાંત વેદોકા, જાણકે આતમા મુઝકો,
મેરે દીલસે અવિદ્યાકો, હટા દોગે તો ક્યા હોગા ?
કઈ મુદતસે ગોતે ખા, રહા હુગા વિચારોમેં.
સહારા દેકે ચરણોકા, બચા દોગે તો ક્યા હોગા ?
પડી હય આય અબ મેરી, પ્રભુ ભવ ધારમેં નઈ યા.
ખવઇયા બન કિનારે પર, લગા દોગે તો ક્યા હોગા ?
અરજ ધર્મદાસકી પ્રભુજી, ફક્ત ચરણોમેં યે હય કી.
જન્મ અરૂ મરણ મહા દુઃખસે, છુડા દોગે તો ક્યા હોગા ?

૧૯૭.

કૃષ્ણ જોતા નથી કાંઈ, કૃપા જ્યાં કરો છોરે. (૨)
કુડી કૃતી હોય તેને, રૂડી માની લ્યો છોરે—કૃષ્ણ૦
શાને કાજે સુર પંખાનું, નાક તમે કાપ્યુરે ?
શાને પુણ્યે કુબજાને, પતીસુખ આપ્યુરે—કૃષ્ણ૦
અરધે નામે ગુણી કાને, વૈકુંઠ પમાડીરે.
સંત બીજા પડ્યા રહ્યા, જપતા રામ દાડીરે—કૃષ્ણ૦
નહી તેનું નહી, જેનું ભાવ્યું તેનું ભાવ્યુંરે.
કૃપાના સમુદ્ર મારા, તમથી ચાલ્યુ આવ્યુરે—કૃષ્ણ૦
આવી દયા, દયા ઉપર, ક્યારે કરશો રીજીરે.
કૃપાના સમુદ્ર મારા, પ્રાણપતી શ્રીજીરે—કૃષ્ણ૦

૧૭૮.

તારો તમે તોજ તરીએ રે (૨)

દયાળુ કાના તારો તમે તોજ તરીએ—ટેક.

કામ ક્રોધ મદ મત્સર ભારી, તેમાં ડુબ્યા સૌ નર નારી.
તેથી દીલડામાં અમો ડરીએ રે (૨)—દયાળુ કાના૦
નથી બળ વિદ્યા ધન, નથી બળ બુદ્ધી મન.
કેવળ શ્રદ્ધાથી ધીર ધરીએ રે (૨)—દયાળુ કાના૦
હમો કાષ્ટ પુતળી પ્યારા, તમો સુત્રધાર છો વહાલા.
ડગલુ ભરાવો તેમ ભરીએ રે (૨)—દયાળુ કાના૦
સત સંગ દુર્લભ ભાઈ, નામ પ્રસાદ ભારી.
કૃપા કરો તો પ્રેમ રસ પીયે રે (૨)—દયાળુ કાના૦

૧૭૯.

પ્રભુ એક અરજ સ્વીકારો(૨) મારે હૃદય મંદીરીએ પધારો રે—પ્ર૦
માફ કરો અપરાધ હમારા, મહેર કરોને સ્વામી મારા.
સ્તવીએ નીત્ય અંતરયામી (૨) મારા મનના મેલ નીવારો રે—પ્ર૦
અષ્ટ પહોર રહે સ્મરણ તમારૂં એવી ટેક રખાવો.
ભક્તી રસ પીયુષ ચખાવો (૨) જેથી સફળ થાય જન્મારો રે—પ્ર૦
સફળ કરો આ જીવન હમારૂં, તમ દર્શન દઇને દયાળું.
હું સૌ સ્થળે તમને ભાળું (૨) હરી મારો બેડલો પાર ઉતારો રે—પ્ર૦

૧૮૦.

ધણી ખમા રંગીલા રણ છોડને જો કે.
રસી આજી રૂપાળા ચીત ચોરને જો કે—ધણી૦
આવી ઉભા છે સોભાગી મારે બારણે જો કે.
વારી વારી જાઉં વાલાંડાના વારણે રે—ધણી૦
મુખ નીરખતા ભવ દુઃખ જાય છે જો કે.
અંગો અંગે આનંદ ઉભરાય છે રે—ધણી૦
મારો વહાલોજી શામળો વેશ છે જો કે.
એના નેત્રોમાં મોહની વીશેષ છે રે—ધણી૦
ચરણ સ્પર્શતાં હરખ સમાતો નથી જો કે.
વહાલો પુરો તો પ્રગટ થાતો નથી રે—ધણી૦
સુખ સાગરથી સુખડાં અપાર છે જો કે.
અનુ એનો તો ધન્ય અવતાર છે રે—ધણી૦

૧૮૧.

શીવરીકા પ્રેમ હરેકો, દીલકો લુભા રહા હૈ.(૨)—ટેક.
બ્રહ્માભી દેખ જીસકો, મનમેં લજા રહા હય—શીવરી૦
વેદોને હાર માની, મહીમાન જીસકી જાની. (૨)
વો પ્રેમ બસ અમાની, લીલા દેખા રહા હૈ—શીલરી૦
વો ધર્મકા ધુરંધર, મર જાદકા મહીધર. (૨)
રઘુવીર બેર જુઠે, શીવરીકે પારહા હૈ—શીવરીકા૦

રઘુનાથઓ દીન બંધુ, કરૂણા કે આપ સીંધુ. (૨)
દે દીજીએ એક બીંદુ, ભવ દુઃખ સતા રહા હૈ-શીવ૦

૧૮૨.

અબકર નારાયણકો ધ્યાન—ટેક.
તજદે કામ ક્રોધ અભીમાન (૨)—અબકર૦
પરધન દેખા પરાઈ સંપત, જલતે મુર્ખ અજ્ઞાન.
પર નીંદા તું છાંડ ઈર્ષા, એહી નરકકી ખાણ—અબ૦
પાવ દીયા તીરથ કરનેકું, હાથ દીયા કરદાનરે.
જીભ્યાસે તું હરીકા ભજલે, શ્રવણ સુનલે જ્ઞાનરે—અબ૦
નર નારાયણ દેહ દીઈ હૈ, ભક્તી સુધારસ પાન.
અમૃત છોડ ઔર ઝેરકા પીવે, આંખો દેખ પીછાન—અ૦
બંસીધર વિશ્વાસ કરોને, સહજે સરગયો કામ,
એક જીવકી કોણ ચલાઇ, તર ગયે જલ પાષાણ—અબ૦

૧૮૩.

તુજવીણ પ્રભુ હું આશરો, કોનો અરે ચાહું નહિ.
તુજવીણ શરણ હું નાથ પ્યારા, કોઇની યાચું નહિ.
ના કરૂં પરવા ભલા દુનીઆ, સકળ દુશ્મન બને.
તુજસીવાય મીઠી નજર, કોની અરે ચાહું નહિ.
અખિલ વિશ્વનો સઘળો ખજાનો, કોઈ જો આપે મને.

નાથ તુજવિના અન્યના, ગુણગાન હું ગાઉ નહિ.
શું કરૂં પ્યારા અમીરી, જો અગર ઈચ્છે ન તું.
તુજ ફકીરીમાં ખુશી છું, અમીરી હું ચાહુ નહિ.
હરીદાસ તવ શરણ ઈચ્છે, જે શીવ વિરંચી કમળા ચહે.
આ લોકને પર લોકમાં, તુજવિણ કોઈ ન્યાળું નહિ.

૧૮૪.

આંસુડાઉનાં હમારા, લુછ નારા દૂર હો.
શા કારણેથી વહી રહ્યાં, એ પુછનારા દૂર હો—આંસુ૦
હું હું પીઉ મુજ હું પીયા, મારા કપાળે છો પટે.
કોઇ અન્ય જન મારાવિના, એ લુછનારા દૂર હો—આં૦
અભેદના નંદનવને, પુષ્પો ખીલ્યાં અમરત્વના.
એ બાગમાં ચહી ભેદ બુદ્ધી, ઘુસનારા દૂર હો—આંસુ૦
અમીધર હતો તું એકલો, લેખો લલાટ જોગના.
કોઈ ભોગ અરપી મુજને, લેખો ભુસનારા દૂર હો—આં૦

૧૮૫.

કછુ લેના ન દેના, મગન રહેના. (૨)—કછુ
પંચભુતકા યહ બના હૈ પુતલા, ઔર વામેં બોલે મેરી મેના—ક૦
નદીઆં ઘેરી નાવ પુરાની, ખેવટી આશું મીલે રહેના—કછુ૦
કહત કબીરા સુનો મેરે સાધુ, ગુરૂકે ચરણોમેં લપટા રહેના—ક૦

